# احکام رمضان (گجراتی)

محمد ادریس پٹیل فلاحی ورتھی

# અહકામે રમઝાન

## રમઝાનુલ મુબારકના ફઝાઈલ અને જરૂરી મસાઈલ


સંપાદક

મૌલાના મુહમ્મદ ઈદ્રીસ પટેલ ફલાહી વરેઠી



પ્રકાશક

ઈદારહ ફૈઝે દારૈન

મુ. પો. વરેઠી – ૩૯૪ ૧૧૦, વાયા–કીમ, જિ. સૂરત.

ફોન : ૦૨૬૨૩–૨૩૩૨૬૨    મો. : ૯૮૭૯૨ ૪૧૫૬૪



# احکام رمضان (گجراتی)

محمد ادریس پٹیل فلاحی ورٹھی

# અહકામે રમઝાન

## રમઝાનુલ મુબારકના ફઝાઈલ અને જરૂરી મસાઈલ


**સંપાદક**

મૌલાના મુહમ્મદ ઈદ્રીસ પટેલ ફલાહી વરેઠી



**પ્રકાશક**

ઈદારહ ફૈઝે દારૈન

મુ. પો. વરેઠી – ૩૯૪ ૧૧૦, વાયા–કીમ, જિ. સૂરત.

ફોન : ૦૨૬૨૩–૨૩૩૨૬૨   મો. : ૯૮૭૯૨ ૪૧૫૬૪

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના-૧

## હઝરત મૌલાના અબૂબકર સાહબ (મોસાલી) દા.બ.

**(ઉસ્તાદુલ હદીસ ફલાહે દારૈન, તડકેશ્વર)**

રમઝાન માસનો મહિમા, એનું મહત્વ અને ફઝીલત આખી દુન્યાના મુસલમાનો જાણે છે. રમઝાન માસ શરૂ થવાની નોંધ ફકત ઈસ્લામી જગત નહિં આખા વિશ્વમાં લેવામાં આવે છે. રમઝાનને અનુરૂપ ઘણા બધા શીડયુલ બદલવામાં અને ગોઠવવામાં આવે છે. રમઝાનનો મહિનો એ અલ્લાહ તઆલાએ આપણને આપેલ એક અણમોલ ભેટ અને મહાન નેઅમત છે.

આ મહિનામાં બીજી ઈબાદતોની સાથે રોઝહનું સવિશેષ મહત્વ છે. રોઝહ આપણને એક સાથે કુર્બાની, ઈષાર, ગમખ્વારી, હમદર્દી, ઈખ્લાસ જેવા ઘણા બધા બોધ આપે છે. અલ્લાહ તઆલાના હુકમ પર ખાવા-પીવાનું ત્યજી દેવું આપણને કુર્બાની શિખવે છે. ભૂખ્યા-તરસ્યા લોકોની જરૂરતોનો એહસાસ કરાવે છે. જેથી ગરીબોની હમદર્દી પેદા થાય છે. રોઝો એક એવી ઈબાદત છે જેને કોઈ જોઈ કે જાણી નથી શકતું. એવી ખામોશ અને ગુપ્ત ઈબાદતથી ઈખ્લાસની પ્રેરણા મળે છે.

સાચું પૂછો તો અલ્લાહ તઆલાએ આપણને વર્ષમાં એકવાર એક મહીના માટે નેકીઓ લૂંટવાનો, આખેરત કમાઈ લેવાનો, અલ્લાહ તઆલાને રાજી કરી લેવાનો મોકો આપ્યો છે. દુન્યાના દરેક ક્ષેત્રમાં એક ટાઈમ એવો આવે છે જે તે ક્ષેત્રની સીઝન અને મોસમ કહેવાય છે અને દરેક માણસ તકનો લાભ લઈ સીઝનથી બને તેટલો ફાયદો ઉઠાવી લેવાની

કોશિસ કરે છે. રમઝાન માસ આપણા માટે આખેરતની સીઝનની ગરજ સારે છે. રહમતના દવાજા ખુલી જાય છે અને અલ્લાહ તઆલા એટલું આપે છે કે માંગનાર–લેનાર થાકી જાય, આપનાર નહિં.

આપણી કોમના આ લેખક પ્રસંગાનુસાર અવારનવાર આપણને વિવિધ વિષયો પર દીની માર્ગદર્શન પુરૂં પાડે છે. આ કિતાબમાં પણ એમણે રમઝાનનો ઈતિહાસ, એનું મહત્વ, ફઝાઈલ, મસાઈલ, અહકામ જેવા ઘણા બધા વિષયો પર પ્રકાશ પાડયો છે. અલ્લાહ તઆલા એમની આ ખિદમતોને કબુલ ફરમાવે. આપણને ફાયદો ઉઠાવવાની અને કદર કરવાની તૌફીક આપે. રમઝાન માસ નજીક આવી રહ્યો છે. અલ્લાહ તઆલા આપણને મોકાને ગનીમત સમજી, તકનો લાભ લઈ મુબારક મહિનાની બરકતો વધુમાં વધુ હાસિલ કરવાની તૌફીક આપે. અલ્લાહ પાક પોતાના ફઝલ–કરમથી દોઝખથી નજાત અતા કરી જન્નત નસીબ ફરમાવે આમીન.

**–અબુબકર મોસાલી**



# પ્રસ્તાવના-૨

## હઝરત મૌલાના મુફતી સુલયમાન સાહબ શાહવારા (દા.બા.)

(ઉસ્તાદ દારુલ ઈફતા ફલાહે દારૈન, તડકેશ્વર)

રમઝાનુલ મુબારક કા મહીના મુસલમાનો કે લિયે રૂહાનિય્યત કી બેટરી ચાર્જ કરને કા મહીના હે, ઈસ માહ કી ફઝીલત કે લિયે યહી કાફી હે કે અલ્લાહ તઆલાને અપની મુકદ્દસ કિતાબ કો ઈસમેં નાઝિલ ફરમાયા. રમઝાન કા મકસદ બારી તઆલાને તકવાકા હુસૂલ બયાન ફરમાયા હે. ગોયા યે મહીના તકવા કી તરબિયત કા કોર્સ હે, ગરમી કે મૌસમમેં શિદ્દતે પયાસ કે વકત ઠંડા પાની ઔર તન્હાઈ કે બાવજૂદ રોઝહદાર ખુદા કે ખૌફસે પાની પીને સે એહતેરાઝ કરતા હે ઈસી ખૌફે ખુદા કે ઈસ્તેહઝાર કો ઝિંદગી કે તમામ મરાહિલ વ અહવાલમેં હાસિલ કરના રોઝહ કા મકસદ હે.

માહે મુબારકમેં રોઝહ કે અલાવહ તરાવીહ, એઅતેકાફ નીઝ માહે મુબારક કે ઈખ્તેતામ પર ઈદ કે દિન સદકએ ફિત્ર કી ઈબાદત અંજામ દી જાતી હે. અહદે રિસાલત મઆબ સલ્લલાહુ અલયહિ વ સલ્લમસે દૂરી કે બાઈસ જિસ તરહ ઔર ઈબાદત વ શરીઅત કે દીગર ઉમૂર મેં ગફલત ઔર કોતાહી બરતી જા રહી હે માહે મુબારકભી ઈસસે મુસ્તષ્ના નહીં ખુસુસન રાત કે કીમતી ઔકાત ખેલ કૂદ ઔર પાર્ટી બાઝીમેં બેરહમી સે ઝાઈઅ કિયે જા રહે હૈં, ઔર જો લોગ ઈબાદત કી તરફ તવઝ્ઝુહ કરતે હૈં ઉન્મે સે બુહત સે હઝરાત

મસાઈલસે નાવાકિફયત કી વજહ સે ઉન ઈબાદત કો કમાહકકહુ અદા નહીં કર પાતે હૈં.

ઈસ લિયે ઝરૂરત હે કે માહે મુબારક કે ફઝાઈલ ઔર ઈસસે મુતઅલ્લિક મસાઈલ કો આમકિયા જાએ, ઈસી ઝરૂરત કે પેશે નઝર મોહતરમ મૌલાના મુહમ્મદ ઈદરીસ સાહબ ફલાહી વરેઠી અમ્મત ફુયૂઝુહુને યે કિતાબ તાલીફ ફરમાઈ હે ઔર મુજે તઅલ્લુકકી વજહ સે ઉસ પર નઝર કરનેકી ફરમાઈશકીથી, બંદહને ઈસ કિતાબ કા અઝ અવ્વલ તા આખિર મુકમ્મલ મુતાલઅ કિયા હે ઔર મસાઈલ કો સહીહ ઔર કાબિલે ઈતમીનાન પાયા હે, મુઅલ્લિફને મુજસે બઈસરાર ચંદ જુમ્લે લિખવાએ હે ખુદા કરે બંદહકી સિયાહકરીયાં ઉસકી ઈફાદિયતમેં હાસલ ન હો ઔર યહ કિતાબ અવામ વ ખવાસ કે લિયે નાફિઅ હો ઔર ઈન્દલ્લાહ શર્ફે કબૂલિયત સે હમ કિનાર હો.

**–સુલયમાન શાહવી**

(૧૮ જૂમાદા અસ્સાનિયહ ૧૪૨૮ હિ.સ.)

  

# સંપાદકની વાત

નહમદુહુ વ નુસલ્લી અલા રસીલિહિલ કરીમ

બાદ, રમઝાનુલ મુબારક પૂરા વર્ષના બધા જ મહીનાઓમાં સૌથી વધુ ફઝીલવાળો મહીનો છે. આ મહીનામાં અલ્લાહ તઆલાની રહમત વરસાદના જેમ વરસે છે, નેકીઓનો ભાવ વધી જાય છે, એક નેકી કે એક નફલનો સવાબ એક ફર્ઝના સવાબના બરાબર તથા એક ફર્ઝ અદા કરવાનો સવાબ સિત્તેર ફર્ઝો અદા કરવાના બરાબર મળે છે, જન્નતના દરવાજા ખોલી દેવામાં આવે છે અને જહન્નમના દરવાજા બંધ કરી દેવામાં આવે છે, આ મહીનામાં એક રાત એવી છે જેમાં ઈબાદતનો સવાબ એક હજાર મહીનાથી વધારે મળે છે. દરરોજ રાતના જહન્નમીઓને આઝાદ કરવામાં આવે છે અને આ મહીનામાં ફર્ઝ કરવામાં આવેલા રોઝાઓનો સવાબ અલ્લાહ તઆલા પોતે જ આપે છે વચમાં ફરિશ્તાઓનો વાસ્તો હોતો નથી.

આટલી બધી ફઝીલતવાળા મહીનાની ફઝીલતો અને તેમાં કરવામાં આવતી ઈબાદતોના મસાઈલ જાણવું ઘણું જ જરૂરી છે જેથી રમઝાનુલ મુબારકની કદર દિલમાં પૈદા થાય અને વધુમાં વધુ ઈબાદત કરવાનો શોખ થાય અને મસાઈલની જાણકારીના લઈ એ બધી ઈબાદતો સહીહ પણ થાય જેથી કરવામાં આવેલી ઈબાદતો અલ્લાહ તઆલાને ત્યાં કદર તથા સવાબને પાત્ર થાય.

આ જ વસ્તુઓને ધ્યાનમાં રાખીને છેલ્લા અમુક વર્ષોમાં બંદાએ આ વિષય પર ઘણા લેખો લખ્યા હતા જે ઉમ્મીદ

વિકલી તથા બીજા ઈસ્લામી પેપરોમાં છપાયા હતા. તેમાંથી જેટલા પ્રાપ્ત થઈ શકયા તે અને બીજા અમુક મસાઈલ ઉમેરી હાલ આ નાનકડી પુસ્તિકા તૈયાર કરી છે.

જેથી આમ મુસલમાનોને અને ખાસ કરી રમઝાનુલ મુબારકમાં વધુ શોખ ધરાવાનરા લોકોને ફાયદો થઈ શકે.

અલ્લાહ તઆલા આ નાનકડી મહેનતને કબૂલ ફરમાવી મુસલમાનોને એનાથી ફાયદો પહોંચાડે અને મારા માટે આખેરતમાં નજાતનો ઝરીયો બનાવે આમીન.

હું મારા પ્રિય ઉસ્તાદ હઝરત મૌલાના અબૂબકર સાહબ (મોસાલી) દા.બ. તથા પ્રિય મિત્ર મુફતી સુલયમાન સાહબ શાહવીનો દિલથી આભાર માનું છું કે મદ્રેસાના તાલીમી વર્ષના અંતિમ ભાગમાં જયારે કિતાબો પૂરી કરવાની હોવાથી બધો જ સમય સબક પઢાવવા કે મુતાલઅમાં રોકાએલો હોય છે છતાં પોતાનો મૂલ્યવાન સમય કાઢી બન્ને હઝરાતે આ કિતાબને આંરભથી અંત સુધી જોઈ અમુક સલાહ સુચનો આપી કિતાબની યોગ્યતામાં ચાર ચાંદ લગાડી દીધા. અલ્લાહ તઆલા એમને યોગ્ય બદલો આપે આમીન.

**–મુહમ્મદ ઈદ્રીસ પટેલ ફલાહી (વરેઠી)**

(૨૦ જુમાદા અસ્સાનિયહ ૧૪૨૮) ૬ જુલાઈ ૨૦૦૭

  

# રમઝાનુલ મુબારકની ફઝીલત

રમઝાન શરીફ ઈસ્લામમાં એક ઘણોજ ઉત્તમ અણમોલ અને ઘણો બરકતવાળો મહીનો છે એની સૌથી ખાસ ઈબાદત રોઝો છે જે નફસને માંજવા અને સાફ કરવા માટે ખાસ અસર રાખે છે. આ મુબારક મહીનામાં નફલનો સવાબ ફર્ઝના બરાબર તથા એક ફર્ઝનો સવાબ ૭૦ ફર્ઝોના બરાબર થઈ જાય છે.

હઝરત સલમાન (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ સલ્લલાહુ અલયહિ વસલ્લમએ શઅબાનની છેલ્લી તારીખે અમારા સમક્ષ વઅઝ ફરમાવ્યો કે તમારા સામે એક મહિનો આવી રહ્યો છે જે ઘણો મોટો અને મુબારક મહિનો છે તેમાં એક રાત છે જે હજાર રાતોથી વધારે શ્રેષ્ઠ છે અલ્લાહ તઆલાએ તેના રોઝાને ફર્ઝ કર્યા અને તેની રાતના કિયામ એટલે કે તરાવીહને સવાબની વસ્તુ બનાવી. જે માણસ આ મહિનામાં કોઈ નેકી સાથે અલ્લાહની નઝદીકી પ્રાપ્ત કરે તે એવો છે જેવી રીતે રમઝાન વગરના દિવસોમાં એક ફર્ઝ અદા કર્યું અને જેણે આ મહિનામાં એક ફર્ઝ અદા કર્યું તેણે જાણે બીજા દિવસોમાં ૭૦ ફર્ઝો અદા કર્યા. આ મહિનો સબ્રનો છે અને સબ્રનો બદલો જન્નત છે અને આ મહિનો લોકોના સાથે ગમખ્વારી કરવાનો મહિનો છે આ મહિનામાં મોમીનની રોઝી વધારી દેવામાં આવે છે જે માણસ કોઈ રોઝાદારને રોઝો ઈફતાર કરાવે તે તેના માટે ગુનાહોને માફ થવાનું અને આગથી બચવાનું કારણ બનશે અને રોઝો રાખનારના પ્રમાણમાંજ તેને સવાબ મળશે પરંતુ તે રોઝો રાખનારના સવાબમાં કંઈ પણ ઘટાડો કરવામાં નહીં આવશે.

સહાબા (રદિ.)એ પૂછ્યું હે અલ્લાહના રસુલ સલ્લલાહુ અલયહિ વસલ્લમ અમારામાંથી દરેક માણસ એટલી તાકત નથી રાખતો કે રોઝા રાખનારને ઈફતાર કરાવે તો આપ સલ્લલાહુ અલયહે વસલ્લમએ ફરમાવ્યું આ સવાબ તો અલ્લાહતઆલા એક ખજૂરથી ઈફતાર કરાવી આપે અથવા એક ઘોંટ પાણી પીવડાવી દેય અથવા એક ઘોંટ લસ્સી પીવડાવી આપે તેને પણ આપી દેય છે. આ એવો મહિનો છે કે તેનો

પહેલો ભાગ અલ્લાહ તઆલાની રહમત છે અને વચ્ચેનો ભાગ મગફેરત છે અને છેલ્લો ભાગ આગથી છુટકારો છે. જે માણસ આ મહિનામાં પોતાના ગુલામ અને ખાદિમના બોજને હલકો કરી નાંખે છે અલ્લાહતઆલા તેની મગફેરત કરે છે અને આગથી છુટકારો આપે છે. ચાર વસ્તુઓ (આ મહિનામાં) વધારે કર્યા કરો જેમાંથી બે વસ્તુને અલ્લાહતઆલાની ખૂશીના માટે અને બે વસ્તુઓ એવી છે જેના વગર તમને ચાલશે જ નહિં. પહેલી બે વસ્તુઓ જેનાથી તમો પોતાના પરવરદિગારને ખુશ કરો તે કલિમએ તય્યિબહ અને ઈસ્તિગફારને વધારે કરવું અને બીજી બે વસ્તુઓ આ છે જન્નતને માંગો અને આગથી પનાહ માંગો. જે માણસ કોઈ રોઝાદારને પાણી પીવડાવે અલ્લાહતઆલા (કિયામતના દિવસે) મારા હોજથી તેને એવું પાણી પીવડાવશે જેના પછી જન્નતમાં પ્રવેશ્યા સુધી તેને તરસ લાગશે નહી. (ઈબ્ને ખુઝૈમા)

**ફાયદો :** મોહદ્દિસીનએ આ હદીસને રિવાયત કરનારાઓમાં નુકતેચીની કરી છે પરંતુ ફઝાઈલના રૂપે આ હદીસ બયાન કરી શકાય છે.

હઝરત અબૂ હુરૈરહ રદિ. રસૂલુલ્લાહ સલ્લલાહુ અલયહિ વસલ્લમથી રિવાયત કરે છે કે "મારી ઉમ્મતને રમઝાન શરીફના વિષે પાંચ વસ્તુઓ ખાસ રીતે આપવામાં આવી જે પહેલી ઉમ્મતોને નથી મળી (૧) તેમના મોંની બદબુ (દુર્ગંધ) અલ્લાહના સમક્ષ મુસ્કથી પણ વધારે પસંદ છે. (૨) તેઓના માટે સમુદ્રની માછલીઓ પણ દુઆ કરે છે અને ઈફતારના સમય સુધી દુઆ કરતી રહે છે. (૩) જન્નત દરરોજ તેમના માટે શણગારવામાં આવે છે પછી અલ્લાહતઆલા ફરમાવે છે કે તે સમય હવે પાસે જ છે કે મારા નેક બંદાઓ દુનિયાની મુસીબતો પોતાના ઉપરથી ફેંકી તારા બાજૂ આવે (૪) તેમાં ખતરનાક શૈતાનોને કૈદ કરી દેવામાં આવે છે જેથી તેઓ રમઝાન માસમાં તે બુરાઈઓ તરફ નથી જઈ શકતા જેને રમઝાન સિવાય બીજા દિવસોમાં કરે છે. (૫) રમઝાનની છેલ્લી રાત્રે રોઝા રાખનારાઓની મગફેરત કરવામાં આવે છે. સહાબા (રદિ.)એ પુછયું આ માફીની રાત્રી શબે કદ્ર છે ફરમાવ્યું "નહિ પરંતુ

કાયદો આ છે કે મજૂરને કામ પુરૂં થવાના સમયે મજૂરી આપી દેવામાં આવે છે".

અલ્લાહના રસુલ સલ્લલાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે કે "રમઝાનુલ મુબારકની દરેક રાત દિવસમાં અલ્લાહતઆલાને ત્યાંથી જહન્નમના કેદીઓને છોડવામાં આવે છે અને દરેક મુસલમાનની દરેક રાત દિવસમાં એક દુઆ ચોકકસ કબુલ કરવામાં આવે છે."

ફાયદો : ઘણી રિવાયતોમાં રોઝાદારની દુઆ કબૂલ થવાના વિષે આવ્યું છે અમુક રિવાયતોમાં છે કે ઈફતારના સમયે દુઆ કબુલ થાય છે.

એક રિવાયતમાં છે કે રસૂલુલ્લાહ સલ્લલાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું "ત્રણ માણસોની દુઆ રદ નથી થતી એક તો રોઝાદારની દુઆ ઈફતારના સમયે, બીજી ન્યાય કરનાર બાદશાહની દુઆ, ત્રીજી મજલુમ (જેના પર જુલ્મ કરવામાં આવ્યો હોય)ની દુઆ કે જેને અલ્લાહતઆલા વાદળોના ઉપર ઉઠાવી લેય છે અને આસમાનના દરવાજા તેના માટે ખોલી દેવામાં આવે છે અને કહેવામાં આવે છે કે "હું તારી ચોકકસ મદદ કરીશ ભલેને થોડા સમય પછી પણ".

એક રિવાયતમાં છે કે "અલ્લાહતઆલા અર્શને ઉઠાવનારા ફરિશ્તાઓને હુકમ આપે છે કે પોતપોતાની ઈબાદત છોડી દો અને રોઝાદારની દુઆ પર આમીન કહો."

રમઝાન શરીફના ખાસ કાર્ય કુર્આન શરીફની તિલાવત કરવું અને પોતાના સમયને અલ્લાહ તઆલાની ઈબાદતમાં પસાર કરવું છે.

રોઝામાં જૂઠ્ઠ બોલવું, ગીબત કરવું તથા ચુગલી કરવું વગેરે ગુનાહો રોઝાના સવાબને ખતમ કરી નાંખે છે. જેનાથી બચવું જરૂરી છે.

## માહે મુબારકના આ'માલ

**રોઝાની હિફાઝત :**

રસુલુલ્લાહ સલ્લલાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે, "ઘણાં રોઝા રાખનારા એવા છે જેમને (હરામ ખાવા કે હરામ કામ કરવા કે ગીબત કરવાના લઈ) ભુખ્યા રહેવા સિવાય કંઈપણ મળતું નથી અને

ઘણા તહજજુદ પઢનારાઓ એવા છે જેમના માટે (દેખાડવાના લઇ) ઉજાગરો કરવા સિવાય કંઈ નથી મળતું" (ઈબ્ને માજહ—નસઈ).

રસુલુલ્લાહ સલ્લલાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે "રોઝો (શૈતાનની શરારતથી બચવા માટે) ઢાલ (બચાવની વસ્તુ) છે જયાં સુધી રોઝાદાર (જુઠ બોલીને કે ગીબત કરીને) તેને ફાડી ન નાખે" (નસઈ શરીફ)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું "જેણે રોઝો રાખીને ખરાબ વાત અને ખરાબ કાર્યોને નહીં છોડયા તો અલ્લાહ તઆલાને તેની કોઈ જરૂરત નથી, કે તે પોતાનું ખાવું પીવું છોડી દે". (બુખારી શરીફ)

રસૂલુલ્લાહ સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે "જેણે ઈમાનના સાથે (અને) સવાબ સમજતા જઈ રમઝાનના રોઝા રાખ્યા તેના ગુઝરેલા ગુનાહોને માફ કરી દેવામાં આવશે અને જેણે ઈમાનના સાથે (અને) સવાબ સમજીને રમઝાનમાં કિયામ કર્યો (નફલ નમાઝ પઢી તરાવીહ વગેરે) તો તેના પાછળના ગુનાહો માફ કરી દેવામાં આવશે." (બુખારી—મુસ્લિમ).

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે "રોઝા અને કુર્આન બંદાના માટે સિફારિશ કરશે. રોઝો કહેશે કે હે પરવરદિગાર! અમે એને દિવસે ખાવા પીવાથી રોકયો જેથી તું એના હકમાં અમારી સિફારિશ સ્વીકાર! કુર્આન કહેશે કે મેં રાત્રે એને સુવા નહીં દીધો જેથી એના હકમાં મારી ભલામણ કબુલ કર. જેથી બન્નેની સિફારિશ (ભલામણ) સ્વીકારી લેવામાં આવશે". (બયહકી)

## રમઝાન અને કુર્આન :

હઝરત અબૂ હુરૈરહ (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસ્સલમ બધા લોકોથી વધારે સખી હતા અને આપની સખાવત રમઝાનમાં ઘણી જ વધી જતી હતી. રમઝાનની દરેક રાતમાં હઝરત જિબ્રાઈલ (અલ.) આપથી મુલાકાત કરતા હતા અને આપ તેમને કુર્આન મજીદ સંભળાવતા હતા. તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ

તે હવાથી પણ વધારે સખી થઈ જતા જે (હવા) વરસાદ લઈને મોકલવામાં આવે છે. (બુખારી—મુસ્લિમ)

### રમઝાન અને સખાવત :

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે "જયારે રમઝાન દાખલ થતો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ દરેક કેદીને છોડી દેતા હતા અને દરેક માંગનારને આપતા હતા" (બયહકી).

અર્થ આ છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એમ તો કોઈ પણ માંગનારને ખાલી હાથે પાછો ન કરતા પરંતુ રમઝાનમાં એ ઘણું જ વધી જતું હતું.

### રોઝો ઇફતાર કરાવવું :

રસુલુલ્લાહ સલ્લલાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે "જેણે રોઝાદારનો રોઝો ઈફતાર કરાવ્યો અથવા જેહાદ કરનારને સામાન અર્પણ કર્યો તો તેને રોઝાદાર અને જિહાદ કરનાર જેટલોજ સવાબ મળશે". (બયહકી) અને રોઝાદાર તથા મુજાહિદના સવાબમાં કંઈપણ ઓછું થશે નહીં.

## રોઝાનો અર્થ, ઈતિહાસ, ગુણો, ફાયદાઓ અને ફઝીલતો

કુર્આને કરીમમાં ઈરશાદ છે,

હે ઈમાનવાળાઓ ! તમારા ઉપર રોઝાઓ ફર્ઝ કરવામાં આવ્યા છે જેવી રીતે કે તમારાથી પહેલા (આગલી ઉમ્મત)ના લોકો પર ફર્ઝ કરવામાં આવ્યા હતા. એ આશાએ કે તમે (રોઝાના પ્રતાપે) નઠારા કામોથી (સદા) દૂર રહેનાર થઈ જાઓ. (સુરએ બકરહ આયત–૧૮૩)

'સવમુન' રોઝહને કહે છે એનો અર્થ છે કોઈ કામ કરવાથી થોભી જવું. દા.ત. કોઈ માણસ ખાવા બોલવાથી થોભી જાય અર્થાત તેને છોડી દે, તો તે માણસને અરબી ડિક્ષનરીમાં 'સાએમુન'(રોઝહદાર) કહેવામાં આવે છે.

ઈસ્લામમાં રોઝહ તેને કહે છે કે માણસ સુબ્હ સાદિકથી સુરજ આથમવા સુધી ખાવા પીવા અને શહવત પુરી કરવાથી (સોહબત કરવાથી) રોઝહની નિય્યતના સાથે થોભી જાય. રમઝાનુલ મુબારકનો રોઝો ઈસ્લામના અરકાનમાંથી એક રુકન છે. જેના વગર માણસ અધુરો મુસલમાન રહે છે.

રમઝાનનો રોઝો દરેક તે મુસલમાન પર જે અકલમંદ બાલિગ હોય ફર્ઝે ઐન છે. જયાં સુધી કોઈ શરઈ ઉઝર ન હોય રોઝહ છોડવું જાઈઝ નથી. અને જો રમઝાન વગર બીજા કોઈ રોઝાની મન્નત માને તો તે રોઝો પણ વાજિબ થઈ જાય છે.

## રોઝાનો ઇતિહાસ

રોઝહનો આરંભ હઝરત આદમ (અલૈ.)ના યુગથી જ થયો હતો. તેમના યુગમાં 'અય્યામે બીઝ' એટલે દર મહીનાની ૧૩–૧૪–૧૫ તારીખના રોઝહ ફર્ઝ હતા. યહૂદ અને નસારા પણ રોઝહ રાખતા હતા. યુનાની લોકોને ત્યાં પણ રોઝાઓ હોવાનું જાણવા મળે છે.

હિંદુ તથા બુદ્ધ ધર્મોમાં પણ વ્રત (એટલે અપવાસ) ધર્મનો રુકન છે. અને પારસીઓને ત્યાં રોઝહને ઉત્તમ ઈબાદત ગણવામાં આવે છે. આમ જગતના બધાજ ધર્મોમાં રોઝહની ફઝીલત અને વિશેષતા જોવા મળે છે. અને હઝરત આદમ(અલૈ.)થી રસૂલુલ્લાહ સલ્લલલાહુ અલયહિ વ સલ્લમ સુધી દરેક કૌમમાં રોઝા જોવા મળે છે.

## રોઝો કયારે ફર્ઝ થયો ?

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નુબુવ્વત મળવા પછી ૧૩ વર્ષ સુધી મકકા શરીફમાં જ લોકોને અલ્લાહ તઆલાના હુકમો સંભળાવતા રહ્યા અને તબ્લીગ કરતા રહ્યા અને એક લાંબા સમય સુધી ઈમાન લાવવા અને મુર્તિઓની પૂજા છોડવા સિવાય બીજો કોઈ હુકમ ન હતો પછી ધીરે–ધીરે અલ્લાહ તઆલાને ત્યાંથી હુકમો આવવાના શરૂ થયા.

ઈસ્લામના મૂળ સ્થંભોમાં સૌપ્રથમ નમાઝ ફર્ઝ થઈ. પછી જયારે

મક્કાથી મદીના મુનવ્વરા હિજરત ફરમાવી તો ત્યાં ધણાજ હુકમો આવવા લાગ્યા તેમાંથી જ એક રોઝહ હતો. રોઝહની તકલીફ નફસના ઉપર ભારે પડે છે એટલે તે ત્રીજા નંબરે ફર્ઝ થયા. પ્રથમ નમાઝ કેમકે તે થોડીક હલકી છે. પછી ઝકાત અને પછી રોઝા ફર્ઝ થયા.

સૌ પ્રથમ આશૂરહ એટલે કે દસમી મુહર્રમનો રોઝહ ફર્ઝ થયો. ત્યાર બાદ રમઝાન શરીફના રોઝાઓ ફર્ઝ થયા અને આશૂરહની ફર્ઝીયત ખતમ થઈ ગઈ. અલબત્ત હજુ પણ એ રોઝા સુન્નત છે.

આરંભમાં આ સહૂલત રાખવામાં આવી હતી કે જેનું દિલ ઈચ્છે તે રોઝહ રાખે અને જે ઈચ્છે તે એક રોઝહના બદલામાં એક ફકીરને એક દિવસનું ખાવું ખવડાવી દે. અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓની કમઝોરી જોઈને ધીરે ધીરે રોઝહની આદત નંખાવી. જયારે થોડોક સમય વીતી ગયો અને લોકોને રોઝહ રાખવાની કંઈક આદત થઈ ગઈ તો બીમાર અને માઝૂર લોકોના સિવાય બીજા બધા લોકો માટે આ અધિકાર ખતમ કરી નાંખવામાં આવ્યો અને હિજરતથી દોઢ વર્ષ પછી ૧૦ શાબાન સન હિજરી ૨ માં મદીના શરીફમાં રમઝાનુલ મુબારકના રોઝાઓ ફર્ઝ હોવાનો હુકમ ઉતર્યો અને તેના સિવાય કોઈ રોઝો ફર્ઝ ન રહ્યો. રોઝહનું ફર્ઝ હોવું કુર્આન હદીષ અને ઈજમાઅથી સાબિત છે.(કિતાબુલ ફિકહ અલા મઝાહિબિલ અરબઅ ભાગ:૧ પાના ૮૭૨–૮૭૫).

## રોઝાના શારિરીક અને રૂહાની ફાયદાઓ

જો દુન્યવી અને શારિરીક રીતે જોવામાં આવે તો માલમ પડે છે કે રોઝહ મુસલમાનોને ચુસ્ત, ચાલાક, સબર કરનાર,શુક્ર કરનાર, એક બીજાની હમદર્દી કરનાર, એક મજબુત અને વ્યવસ્થિત કૌમ બનાવવાનો ઉત્તમ રસ્તો છે. જો રોઝહની હકીકતને સામે રાખીને પાબંદી અને ખુલુસના સાથે રોઝહ રાખે તો લાલચ અને પેટ ભરવાનો માદ્દો તેઓમાંથી બિલકુલ નીકળી જશે અને તે માણસના પોષાકમાં ફરિશ્તો દેખાશે અને તેના કારણે વ્યવસ્થા વગેરેની તે તાકાત પ્રાપ્ત થશે કે વિશ્વની બધી

જ તાકતો તેના સામે માથું ઝુકાવી દેશે.

આરોગ્યની રીતે પણ રોઝહ શારિરીક તંદુરસ્તી પ્રાપ્ત કરવાનો ઉત્તમ રસ્તો છે. કેમકે અગિયાર મહીનાઓ સુધી જે ખરાબ અને બગડેલા પદાર્થો શરીરમાં ભેગા થયા તે એક માસના રોઝહથી બધા સુકાઈ જાય છે. તંદુરસ્તી સારી થાય છે. રોઝહમાં બીજા પણ શરીરના ઘણા ફાયદાઓ છે.

બીજી બાજૂ રૂહાની(આત્માના) જે ફાયદાઓ છે તે પણ ગણી ન શકાય એટલા છે. દા.ત. ફરિશ્તાઓ ખાવા પીવા વગેરેથી પાક પવિત્ર સાફ છે. એવી જ રીતે અલ્લાહ તઆલા પણ આ ઈચ્છાઓથી પાક છે. જેથી રોઝહ રાખવાથી માણસ થોડીકવાર માટે ફરિશ્તાઓના તથા મલકુતી ગુણોમાં દેખાય છે. અને તે સમયે 'તખલ્લકુ બિ અખલાકિલ્લાહ' અલ્લાહ તઆલાના અખ્લાક જેવા અખ્લાક ગ્રહણ કરોનું સ્વરૂપ પણ દેખાય છે.

રોઝાથી અખ્લાક અને રૂહાનિયતની તાકાત ઉત્પન્ન થાય છે અને દિલ દિમાગ રોશન થઈ જાય છે. ભૂખ તરસની તકલીફ ગુનાહોને માફ કરાવે છે અને માણસ નફસને કંટ્રોલ કરવાની રીતે પુખ્ત માણસ બની જાય છે. રોઝહથી મિઝાજમાં આજિઝી, તવાઝુઅ આવે છે. ભુખની મુસીબત અને તકલીફનો અંદાજો થાય છે અને જેનાથી બીજાની તકલીફોનો અંદાજો કરી બીજાઓની મદદ કરવાની ભાવના પૈદા થાય છે.

રોઝહદાર દરેક વખતે અલ્લાહ તઆલાની ઈબાદતમાં ગણાય છે. જેમકે જયારે રોઝહદારને ભૂખ તરસ લાગે છે અને તેનું નફસ ખાવા પીવાનો તકાઝો કરે છે. તો તેનું દિલ સાંજ સુધી બરાબર એમ જ કહેતું રહે છે કે 'નહીં, નહીં, હજૂ અલ્લાહ તઆલાએ પરવાનગી આપી નથી'. તેનું દિલ હિંમતના સાથે અલ્લાહ તઆલાના તરફ લાગેલું રહે છે અને દિલનું અલ્લાહ તઆલાના તરફ લાગેલું હોવું જ બધી ઈબાદતોની જાન છે. અર્થ રોઝહ એક મોટા દરજાની ઈબાદત છે. હદીસ શરીફમાં રોઝહની ઘણી જ ફઝીલતો આવી છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે "જેણે રમઝાનના રોઝહ ફકત અલ્લાહ તઆલાના માટે રાખ્યા તો તેના પાછલા બધા જ નાના ગુનાહો માફ થઈ જશે." બીજી એક હદીસમાં છે કે "રોઝહદારના મોંની બદબુ (દુર્ગંધ) અલ્લાહ તઆલાના નઝદીક મુશ્કની ખુશ્બુથી પણ વધારે પ્રિય છે." કિયામતના દિવસે રોઝહનો અગણિત સવાબ મળશે.

બુખારી શરીફની રિવાયતમાં છે કે "રોઝહદારના માટે કિયામતના દિવસે અર્શના નીચે દસ્તરખવાન પાથરવામાં આવશે અને તે લોકો તેના પર બેસીને ખાવાનું ખાશે અને બીજા બધા લોકો હજુ હિસાબમાં સંપડાયેલા હશે. જેથી તેઓ કહેશે, આ લોકો કેવા છે કે ખાય પી રહ્યા છે અને અમે હજુ હિસાબમાં સંપડાયેલા છીએ. તો તેમને ઉત્તર મળશે "આ લોકો રોઝા રાખતા હતા, અને તમે લોકો રોઝા નહીં રાખતા હતા".

રોઝહના માટે અલ્લાહ તઆલાનો કાનૂન અલગ થલગ છે કેમકે બધીજ ઈબાદતોનો સવાબ ફરિશ્તાઓ વતી દસથી સાત સો ગણા સુધી અપાવવામાં આવશે. પરંતુ રોઝો જ એક એવી ઈબાદત છે જેના વિશે ફરમાવવામાં આવ્યું છે કે "રોઝહનો બદલો હું પોતે આપીશ" ફરિશતાઓ પણ વચમાં હશે નહીં. આનાથી વધારે રોઝહદારો માટે બીજી કઈ ખુશી હશે કે તેઓ પોતાનો બદલો પોતાના માલિકના હાથેથીજ પ્રાપ્ત કરશે વચમાં બીજો કોઈ હશે જ નહીં. દુનિયાના જીવનમાં આપણે નિહાળીએ છીએ કે જે વસ્તુ સરકારી અધિકારીઓ આપે છે તેમાં અને જે વસ્તુ વડા પ્રધાન અથવા રાષ્ટ્રપતી પોતાના હાથથી આપે છે તેમાં કેટલો બધો ફરક હોય છે.

થોડુંક વિચારીએ તો કિયામતના દિવસના તે ભયાનક સમયમાં જયારે સામાન્ય લોકોની તો વાત જ નહીં. નબીઓ અને વલીઓ પણ અલ્લાહ તઆલાના જલાલના સામે ભયભીત હશે અને ખુદાની મખ્લુક પોતાના ગુનાઓના લઈ પસીનામાં ડુબેલી હશે. આવા કઠણ સમયે

ખુદા તઆલાનું પોતાનું કલામ કોઈની સિફારિશ કરે અને રોઝહ જેવો મુબારક અમલ કોઈને માફ કરાવે તો એવા સમયે જયારે ડુબતાને તણખલાનો સહારો કાફી છે, ત્યારે આવી સિફારીશોનું પ્રાપ્ત થઈ જવું કેટલી મોટી અને કીમતી નેઅમત હશે.

આવી ફઝીલતો અને હદીસોને પઢવા પછી પણ કોઈના દિલમાં રોઝા રાખવાનો શોખ ઉત્પન્ન ન થાય તો તે દિલ ચોકકસ પથ્થરથી પણ વધારે સખત અને ગુનાઓના લઈ કાટ ખાઈ ગયેલું છે. માટે તેણે સાચા દિલથી તૌબા કરવી જોઈએ.

આશા છે કે રહીમ અને કરીમ અલ્લાહ તેના ગુનાહને માફ કરી દેશે અને તેના દિલને સાફ કરીને તેની સખ્તીને નરમીથી બદલી દેશે. (મસાઈલે રોઝહ મવ. રફઅત કાસિમી સા. પાના ૨૨ થી ૨૮)

## રમઝાનુલ મુબારક અને રોઝહ

ફરમાવ્યું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ કે "જયારે રમઝાનની પહેલી રાત હોય છે તો શૈતાનો અને સરકશ જિન્નાતોને કેદ કરી દેવામાં આવે છે, અને દોઝખના દ્વાર બંધ કરી દેવામાં આવે છે. તેમાંથી કોઈપણ દ્વાર રમઝાનના પુરા થવા સુધી ખોલવામાં આવતો નથી અને જન્નતના દ્વાર ખોલી દેવામાં આવે છે તેમાંથી કોઈ દ્વાર (ખત્મે રમઝાન સુધી) બંધ કરવામાં આવતો નથી અને અલ્લાહ તઆલાના તરફથી એક અવાજ આપનારો અવાજ આપે છે કે "હે ભલાઈને ઈચ્છનાર આગળ વધ અને હે બુરાઈને ઈચ્છનાર થોભી જા" અને ઘણા લોકોને અલ્લાહ તઆલા દોઝખથી આઝાદ કરે છે અને દરેક રાતમાં એવું જ થતું રહે છે". (તિરમીઝી શરીફ)

એક રિવાયતમાં છે કે જયારે રમઝાન આવે છે તો રહમતના દરવાજા ખોલી દેવામાં આવે છે. (બુખારી–મુસ્લિમ)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું, "મનુષ્યના (મોમિનના) દરેક અમલનો સવાબ દસ ગણાથી સાતસો ગણા સુધી કરી દેવામાં આવે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે રોઝા (નો સવાબ)

આ કાનુનથી અલગ છે કેમ કે રોઝહ ખાસ મારાજ માટે છે અને હું પોતે એનો બદલો આપીશ બંદો મારા જ માટે પોતાની ખ્વાહીશ અને ખાવાનું છોડે છે''.

અને પછી ફરમાવ્યું કે ''રોઝહદાર માટે બે ખુશીઓ છે એક ખુશી તો ઈફતારના સમયે અને બીજી ખુશી અલ્લાહ તઆલાથી મુલાકાતના સમયે અને રોઝહદારના મોંની બૂ અલ્લાહ તઆલાને ત્યાં મુશ્કની ખૂશબૂથી વધારે ઉત્તમ છે અને રોઝો ઢાલ (બચાવ) છે (જે ગુનાહો અને દોઝખથી બચાવે છે) જયારે તમારામાંથી કોઈ રોઝો રાખે તો ગંદી વાતો કરે નહી અને ન શોર મચાવે જો કોઈ માણસ તેને ગાળો દેવા લાગે અથવા લડવા લાગે તો તેને કહી દે કે મારો રોઝો છે'' (બુખારી–મુસ્લિમ)

ફરમાવ્યું, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમએ કે ''જન્નતના આઠ દરવાજા છે જેમાંથી એકનું નામ રય્યાન છે તેનાથી ફકત રોઝહદાર જ પ્રવેશ કરશે''. (બુખારી–મુસ્લિમ)

ફરમાવ્યું, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમએ ''જેણે એક દિવસ અલ્લાહ તઆલાના રસ્તામાં રોઝો રાખ્યો અલ્લાહ તઆલા તેને દોઝખથી એટલો દુર કરી દે છે કે ૭૦ વર્ષમાં જેટલા દુર પહોંચી શકાય છે''. (બુખારી શરીફ)

ફરમાવ્યું, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ કે 'જેણે શરીઅતની કોઈ રજા વિના કે કોઈ બીમારી વગર (જેમાં રોઝો છોડી શકાય છે) રમઝાનનો રોઝો છોડી દીધો તો તે (રોઝો પાછળથી) રાખી લે છતાં પુરી ઉંમરના રોઝા તેના નુકસાનને પુરા કરી શકતા નથી'. (અહમદ)

અર્થ આ છે કે રમઝાન શરીફના રોઝાહની ફઝીલત એટલી છે કે જો રમઝાનનો એક રોઝો પણ છોડી દીધો તો પુરી ઉંમર રોઝા રાખવા છતાં તે ફઝીલત અને સવાબ પ્રાપ્ત નથી થઈ શકતો જે રમઝાનના રોઝાહથી પ્રાપ્ત થાય છે. જો કે કઝા કરી લેવાથી કઝા રોઝાહ અદા થઈ જશે.

## રોઝાદારની પાસે ખાવામાં આવે તો

નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું 'જ્યાં સુધી રોઝાદારની પાસે ખાવામાં આવે તેની હાડકીઓ તસ્બીહ પઢતી રહે છે અને તેના માટે ફરિશ્તાઓ ઈસ્તિગફાર કરે છે' (બયહકી)

## રોઝહના ફાયદાઓ અને ફઝીલતો

રોઝહ ઈસ્લામના પાંચ રુકનોમાંથી ત્રીજો રુકન છે અને માણસમાં ફરિશ્તાના ગુણ ઉત્પન્ન કરવામાં મુખ્ય છે. નફસની અને શૈતાની બધીજ ઈચ્છાઓને ખતમ કરવાના માટે ઝડપે ચાલનાર તલવાર સમાન છે, બંદાને ખુદાના નઝદીક કરવામાં અને રૂહાનિય્યત પૈદા કરવાનો ઉત્તમ ઝરીયો છે.

ગુનાહોની આગ રોઝહથી ઓલવાય જાય છે, ખ્વાહિશાત, મનિચ્છાઓ અને જઝબાતમાં વચગાળો પૈદા થાય છે. ધીરે ધીરે નીચ આદતોને જડથી ખતમ કરી ઉત્તમ ગુણો ઉત્પન્ન કરે છે. મુસીબતો વેઠવાની આદત ઉત્પન્ન થાય છે ભૂખ તરસ વેઠવાની મશ્ક થાય છે મબાહ અને જાઈઝ વસ્તુઓને છોડવાની સલાહિય્યત ઉત્પન્ન થાય છે. રબ્બાની આદેશની ઈતાઅત પર હિમ્મત બંધાય છે, ભૂખ તરસનો અમલી તજરુબો કરીને ગરીબો અને ફકીરોની મદદનો જઝબો ઉભરે છે. ગમખ્વારી અને ખૈરખ્વાહી પર દિલ તૈયાર થાય છે. વાસનાઓની ભઠ્ઠી ઠંડી પડી જાય છે. નફસાની તાકતોમાં ઢીલ પૈદા થઈ નફસ પર કંટ્રોલ કરવાની અને બુરાઈઓથી બચવાની તૌફીક થાય છે. પરહેઝગારી અને પાક દામનીની અસરો દેખાય છે અને સૌથી મોટી દૌલત આ નસીબ થાય છે કે ઈમાની મરતબા અને દરજાતમાં તરક્કી અને ખુદા તઆલાની નઝદીકી નસીબ થાય છે.

જેથી ઈરશાદ છે "રોઝહ સ્પષ્ટરૂપે મારા માટે છે અને હું પોતે જ તેનો બદલો આપીશ" (હદીસે કુદસી, બુખારી શરીફ)

વિચાર કરો મુસલમાનની દરેક ઈબાદત ફકત અલ્લાહ તઆલાના માટે જ હોય છે અને સવાબ પણ ત્યાંથી જ મળે છે પરંતુ રોઝાનો

વિશેષ ગુણ એ છે કે તેનો સવાબ આપવામાં ફરિશ્તાઓનો પણ દખલ નથી. ખુદા તઆલાથી જ અજ્ર મળશે. એવી જ રીતે રોઝહદારના માટે જન્નતમાં એક ખાસ દરવાજો છે જેનું નામ "રય્યાન" છે (રોઝહદારની દરેક પ્રકારની તરસ બુઝાવનારો). આ દરવાજાથી ફકત રોઝહદાર જ દાખલ થશે બીજો કોઈ દાખલ થશે નહીં. (બુખારી–મુસ્લિમ)

રોઝહની જ બરકત છે કે રમઝાન શરીફમાં દોઝખના દરવાજા બંધ થઈ જાય છે અને જન્નતના દરવાજા ખુલી જાય છે. (તિરમીઝી શરીફ)

—અલ્લાહતઆલાને ખુશ કરવા અને સવાબ માટે જ રોઝહ રાખનારાના પાછળના એક વર્ષના નાના ગુનાહો માફ થઈ જાય છે.

—આ મહીનામાં નફલી કામોનો સવાબ ફર્ઝના બરાબર અને ફર્ઝનો સવાબ ૭૦ ફર્ઝોના બરાબર મળે છે. (બયહકી)

—રોઝહ જ તે ઈબાદત છે જે દુનિયામાં ગુનાહોના સમક્ષ ઢાલનું કામ આપે છે અને દોઝખની આગના માટે રૂકાવટ બની જાય છે.

—રોઝહદારના મોંની બૂ અલ્લાહ તઆલાને ત્યાં મુશ્કથી વધારે પ્રિય અને પસંદ છે.

આ જ કારણોથી હઝરત આદમ (અલૈ.)થી આ ઉમ્મત સુધી બધીજ ઉમ્મતો પર રોઝહ ફર્ઝ રહ્યા. (બયઝાવી શરીફ પાના–૩૦)

બીજા નબીઓની તાલીમાત ખતમ થઈ ગઈ છે અથવા બદલાય ગઈ છે છતાં રોઝહના પ્રકારો રીતો તેઓમાં ચાલી રહી છે અને બીજા ધર્મોમાં પણ રોઝહનો ઈતિહાસ છે પરંતુ તેમાં રોઝહની રૂહ અને હકીકત બાકી નથી રહી.

આપણા નબી મુહમ્મદ (સલ.)એ ખુદાની મરજીના મુજબ રોઝહના કાયદાઓ અને હદોને નકકી કરી માનવી ફિતરતને શણગારી જેથી માનવીની આત્મા અને દિલને પાક સાફ કરવામાં આવે.

રોઝહ અલ્લાહ તઆલાની એટલી મોટી નેઅમત છે કે તેમાં દેખાડો અને નામ કરવાનું સ્થાન જ નથી. બીજી બધી ઈબાદતો મખ્લૂકના

સામે હોય છે, પરંતુ રોઝહ એક ભેદ છે જેને રોઝહદાર અને ખુદા તઆલાના વગર કોઈ નથી જોઈ શકતું. ખુદા તઆલા જ જાણે છે કે કોણ રોઝહદાર છે કોણ નથી.

–રોઝહમાં ખાવું પીવું છોડીને "તખલ્લુકુ બિ અખલાકિલ્લાહિ", 'પોતાના અંદર ખુદાઈ ગુણો પેદા કરો'નો દેખાવ બની જાય છે.

વર્ષમાં એક મહીનો કોઈ લાંબો સમય નથી જેથી "ગણત્રીના અમુક દિવસો" ફરમાવી સહુલતની ખુશખબરી આપી કે અમુક દિવસોમાં હિંમત કરી લો.

## રોઝહના પ્રકારો

રોઝહના છ પ્રકારો છે :–

(૧) ફર્ઝ – રમઝાન શરીફના રોઝહ અને તેની કઝા.

(૨) વાજિબ – સમય નકકી કરીને અને સમય નકકી ન કરી મન્નત માનેલા રોઝહ અને દરેક પ્રકારના કફફારાના રોઝહ વાજિબ છે.

(૩) સુન્નતે ગૈર મુઅકકદહ– ૯–૧૦ અથવા ૧૦–૧૧ બે દિવસ મુહર્રમના, અરફહ એટલે ૯ ઝિલ–હિજજહ અને દરેક મહીનાની ૧૩–૧૪–૧૫ તારીખના રોઝહ સુન્નત છે.

(૪) મુસ્તહબ – શવ્વાલના છ રોઝહ, ઝિલ હિજજહના શરૂના ૯ રોઝહ, દરેક જુમેઅરાત અને સોમવારનો રોઝહ (અમુક ઉલમાના મત મુજબ) ૧૫મી શઅબાનનો રોઝહ.

(૫) મકરૂહ – પૂરી ઉંમર લગાતાર રોઝહ રાખવું, ફકત શનીવાર, હોળી, દિવાળી, નવરોઝ વગેરેના રોઝહ અને તે દિવસોમાં રોઝહ રાખવું જેમાં યહૂદ નસારા કે હિન્દુ લોકો રોઝહ રાખે છે, તે બધા રોઝહ મકરૂહ છે.

(૬) હરામ – ઈદુલ ફિત્ર, બકરા ઈદ, ૧૧–૧૨–૧૩ ઝિલ હિજજહના રોઝહ રાખવું હરામ છે. હૈઝ નિફાસના સમયમાં ઔરત માટે રોઝહ રાખવું હરામ છે અને તે દિવસોના છુટેલા રોઝહની કઝા વાજિબ છે.

રોઝહમાં કોઈ રોઝહ સુન્નતે મોઅકકદહ નથી કેમકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની મુબારક આદત કોઈ નફલી રોઝહને હંમેશા રાખવાની ન હતી પરંતુ દરેક તે રોઝહ જેમાં નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના તરફથી શોખ જોવામાં આવ્યો હોય અથવા આપે રાખ્યો હોય તો જો તેના વિશે ઘણીજ રિવાયતો વારિદ થઈ હોય અને તેના ઉપર નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો વધારે અમલ સાબિત હોય તો આવા રોઝહથી મસ્નૂન સુન્નત રોઝહ મુરાદ છે. (ઉમ્દતુલ ફિકહ ભાગ–૩, પાના–૧૮૯).

પૂરા વર્ષમાં ૫૧ રોઝહ સુન્નત છે ૩૩ રોઝહ તો દર મહીનાના ત્રણ રોઝહ પ્રમાણે અગિયાર મહીનાના થાય છે અને નવ રોઝહ ઝિલહિજજહના એકથી નવ તારીખ સુધીના, એક રોઝહ આશૂરહનો અને એક આશૂરહથી આગળ અથવા પાછળના દિવસનો, એક રોઝહ પંદરમી શઅબાનનો અને છ રોઝહ શવ્વાલના. (ઉમ્દતુલ ફિકહ ભાગ–૩, પાના–૧૮૫).

## રમઝાન શરીફના રોઝહ

–દરેક મુસલમાન, આકિલ, બાલિગ, પુરૂષ, સ્ત્રી પર પૂરા રમઝાનના રોઝહ ફર્ઝ છે અને કોઈ શરઈ કારણ સિવાય છોડવું હરામ છે.

–વિના કામકાજે ફકત રોઝહ છોડી દેવાની નિય્યતથી સફર કરવું અથવા બીમાર પડી જવું જાઈઝ નથી.

–તંદુરસ્ત માણસ અથવા તે બીમાર જેના તંદુરસ્ત થવાની આશા હોય તે ફિદયો આપી રોઝહથી બરી થઈ શકતો નથી, કઝા કરવું વાજિબ થશે.

–ફકત ખૂશી મનાવવા, મોટાઈ દેખાડવા ચાર–પાંચ વર્ષના કમજોર બાળક પાસે રોઝહ રખાવવું મના છે, મા–બાપ ગુનેગાર થશે.

–પરંતુ જે બાળકો સમજદાર હોય અને રોઝહ રાખી શકે છે તેમને આદત પાડવા માટે રોઝહ રખાવવાથી મા–બાપને સવાબ મળશે.

—બીમારીમાં રોઝહ રાખવાથી જાન જવાનો અથવા બીમારી વધી જવાનો ભય હોય તો રોઝહ ન રાખવાથી ગુનોહ થશે નહીં. કઝા વાજિબ થશે.

—રોઝહમાં ગીબત કરવું, ચુગલી કરવું, જૂઠ્ઠ બોલવું એવા દરેક પ્રકારના નાના–મોટા ગુનાહોથી બચવાના પ્રયત્નો કરવા જોઈએ.

—રમઝાનુલ મુબારકના મુબારક દિવસોમાં નેકીનો સવાબ વધારે મળે છે એવી જ રીતે ગુનાહોનો ગુનોહ પણ વધી જાય છે.

—ગુનાહોના માફક બેકાર વાતોથી પણ બચવું જોઈએ. જરૂરી કામોથી ફુરસદ મળે તે સમયને તિલાવત, દુરૂદ શરીફ, કલેમએ તય્યેબહ પઢવામાં તથા બીજા ઝિક્ર ઈબાદતમાં લગાવવું જોઈએ.

## રોઝહની નિય્યત

—રોઝહની નિય્યત ફર્ઝ છે, દિલમાં કરી લેવું પુરતું છે.

—સુબ્હ સાદિકથી પહેલા જીભથી પણ "હું કાલે રમઝાનના રોઝહની નિય્યત કરું છું" કહી લે તો સારૂં છે.

—રમઝાનના રોઝહની રાતથી જ નિય્યત કરી લેવું સારૂં છે.

—રમઝાનના અદા રોઝહ, સમય નક્કી કરેલી મન્નતના રોઝહ અને નફલી રોઝહની નિય્યત સુર્યના આથમવા પછીથી શરીઅત પ્રમાણેના અર્ધા દિવસ સુધી જાઈઝ છે ત્યાર પછી જાઈઝ નથી.

નોટ : સુબ્હ સાદિકથી ગુરુબે આફતાબ સુધીના બિલ્કુલ વચ્ચેનો સમય શરીઅત પ્રમાણેનો અર્ધો દિવસ છે.

—નિય્યતનો અફઝલ સમય આ છે કે રોઝહ ઈફતાર કરતી વખતે આગલા દિવસના રોઝહની નિય્યત કરી લે. જો રમઝાનના રોઝહની નિય્યત રાતના કરે તો આ શબ્દો કહે, 'વબિસવમિગદિન નવયતુ મિન શહરિ રમઝાન', એટલે "મેં રમઝાનના મહીનાના કાલના રોઝહની નિય્યત કરી" અથવા આ શબ્દો કહે 'નવયતુ અન અસૂમ ગદન લિલ્લાહિ મિન ફર્ઝે રમઝાન હાઝા' એટલે "મેં નિય્યત કરી કે

અલ્લાહ તઆલાના માટે કાલે આ રમઝાનનો ફર્ઝ રોઝહ રાખીશ"

અને દિવસના નિય્યત કરે તો આ શબ્દો કહે "નવયતુ અન અસૂમ હાઝલયવમ લિલ્લાહિ તઆલા મિન ફર્ઝે રમઝાન" "મેં નિય્યત કરી કે અલ્લાહ તઆલાના માટે આજે રમઝાનનો ફર્ઝ રોઝો રાખીશ" (ઉમ્દતુલ ફિકહ ભાગ–૩, પાના–૨૦૧).

સેહરી ખાવું નિય્યત છે જેથી સેહરી ખાવાથી નિય્યત થઈ જશે અને રોઝો સહીહ થશે. જો કે જીભ કે દિલથી નિય્યત ન પણ કરી હોય, પરંતુ જો સેહરી ખાતી વખત એવી નિય્યત કરી કે સવારના રોઝો રાખિશ નહીં તો નિય્યત ન થશે. (ઉમ્દતુલ ફિકહ ભાગ–૩, પાના–૨૦૨, મસાઈલે રોઝહ પાના–૫૦).

## સેહરી ખાવું

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે "સેહરી ખાયા કરો કેમ કે સેહરીમાં બરકત છે" (બુખારી–મુસ્લિમ)

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે "અમારા અને અહલે કિતાબ (યહૂદ–નસારા)ના રોઝાઓમાં સેહરી ખાવાનો ફરક છે" (મુસ્લિમ શરીફ)

એક હદિસમાં છે કે "સેહરી ખાવાવાળાઓ પર અલ્લાહ તઆલા અને તેના ફરિશ્તાઓ રહમત મોકલે છે." (તબરાની)

રોઝહથી પહેલા રાતના છેલ્લા ભાગમાં સેહરી ખાવું મુસ્તહબ છે અને સવાબ મળે છે, અર્ધી રાત પછી કોઈપણ સમયે સેહરી ખાવાથી સુન્નત અદા થઈ જશે પરંતુ રાતના છેલ્લા ભાગમાં ખાવું અફઝલ છે. સેહરી ખાવામાં મોડું કરવું મુસ્તહબ છે પરંતુ રોઝહમાં શંકા થઈ જાય કે રોઝો જ જતો રહે એટલું મોડું ન કરે. સેહરી ખાઈ દિલમાં જ રોઝહની નિય્યત કરી લેવું પુરતું છે. પરંતુ મોંથી નિય્યત કરવું પણ બેહતર છે. સુબ્હસાદિક સુધી સેહરી ખાય શકે છે, જે વધુ પડતું તુલૂએ આફતાબથી દોઢ કલાક પહેલાં થાય છે. કદી ઓછું વધતુ થાય છે. ફુકહાએ આસાન તરીકો આ બતાવ્યો છે કે ગુરૂબથી તુલૂઅ સુધીના

સાત ભાગો કરે તો છ ભાગોમાં સેહરી ખાય શકે છે અને છઠ્ઠા ભાગમાં ખાવું અફઝલ છે, સાતમો ભાગ સુબ્હ સાદિક પછીનો છે.

**ઇફ્તાર**

ગુરૂબે આફતાબનું યકીન થઈ જવા પછી તરત જ ઈફતાર કરી લેવું જોઈએ. પરંતુ વાદળોના લઈ ગુરૂબ થવામાં શંકા હોય તો બે ચાર મીનીટ મોડું કરવું મુસ્તહબ છે. ખજૂર અથવા ખારેકથી ઈફતાર કરવું મુસ્તહબ છે. બીજી કોઈ વસ્તુથી પણ ઈફતાર કરી લે તો કોઈ ગુનોહ નથી. ઈફતાર પછી આ દુઆ પઢવું મુસ્તહબ છે. "બિસ્મિલ્લાહિ લક સુમતુ વ અલા રિઝકિક અફતરતુ" અને "ઝહબઝઝમઉ વબ્તલ્લતિલ ઉરૂકુ વ સબતલ અજરુ ઈન્શાઅલ્લાહુ તઆલા".

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે "લોકો ભલાઈ પર રહેશે જયાં સુધી ઈફતારમાં જલ્દી કરતા રહેશે. (બુખારી-મુસ્લિમ)

એટલે કે ગુરૂબ થવાના યકીન પછી તરતજ રોઝો ખોલી નાખે.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે "જયારે તમે રોઝહ ખોલવા લાગો તો ખજૂરોથી ઈફતાર કરો કેમ કે ખજૂર સંપૂર્ણ બરકત છે. (અને) જો ખજૂર ન મળે તો પાણીથી રોઝહ ખોલી લો કેમ કે તે પાક અને પાક કરનાર છે" (તિરમિઝી શરીફ).

**રોઝહના વિભિન્ન મસ્અલાઓ**

—મુકીમે રમઝાનના દિવસોમાં કઝા, કફ્ફારહ, મન્નત અને નફલ વગેરે રોઝહની નિય્યત કરીને જો રોઝહ રાખ્યો તો પણ તે તે જ રમઝાનનો રોઝહ થશે. બીજો રોઝહ નથી થઈ શકતો.

—જો કોઈ માણસ પૂરો દિવસ ભૂખ્યો તરસો રહ્યો પરંતુ રોઝહની નિય્યત કરી નહી તો તેનો રોઝહ થશે નહીં.

—રોઝહની નિય્યત કરી લીધી છતાં સુબ્હ સાદિક ન થઈ હોય તો ખાય શકે છે.

—રમઝાનના કઝા રોઝહ અને કફફારાના રોઝહની નિય્યત રાતથી કરવું જરૂરી છે. જો રાતથી નિય્યત ન કરી હશે તો આ રોઝહ નફલ થશે. કઝા કે કફફારાનો રોઝહ થશે નહીં.

—જો કોઈ માણસ પૂરો રમઝાન પાગલ ગાંડો રહ્યો તો સાજા થવા પછી તેના ઉપર કઝા નથી. પરંતુ જો એક દિવસ પણ રમઝાનમાં સારો થઈ ગયો તો છૂટેલા રોઝહની કઝા કરશે અને (જો રમઝાનના દિવસો બાકી હશે તો) આવતા રોઝહ રાખશે.

—કોઈ માણસ પૂરો રમઝાન અથવા રમઝાનના અમુક દિવસો બેભાન રહે તો સાજા થવા પછી તેના ઉપર કઝા વાજિબ છે.

—નાબાલિગ બાળક રોઝહ તોડી નાખે તો તેના ઉપર કઝા કે કફફારો નથી.

—જેના ઉપર કઝા અને કફફારા બન્નેના રોઝહ રાખવાના હોય તો મુસ્તહબ આ છે કે પ્રથમ કઝા રોઝહ રાખે પછી કફફારાના રાખે. જો પ્રથમ કફફારાના રાખી લે તો પણ જાઈઝ છે.

—રમઝાન શરીફના રોઝહ જાણી જોઈને તોડી નાંખવું સખત ગુનોહ છે, તૌબા ઈસ્તિગફારના સાથે સાથે કઝા અને કફફારો પણ વાજિબ થશે.

## રોઝહમાં ભુલથી ખાવું :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે "જે માણસે રોઝામાં ભુલથી ખાઈ પી લીધું તો તે રોઝો પુરો કરી લે કેમ કે તેને અલ્લાહ તઆલાએ ખવડાવ્યું અને પીવડાવ્યું". (બુખારી–મુસ્લિમ) માટે ભૂલથી ખાઈ પી લેવાથી રોઝહ તુટતો નથી. યાદ આવવા પર તરત જ બંધ કરી દે જો યાદ આવવા પછી પણ ખાવાનું ચાલું રાખ્યું તો રોઝહ તુટી જશે.

## રોઝહ શરીરની ઝકાત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે "દરેક

વસ્તુની ઝકાત હોય છે અને શરીરની ઝકાત રોઝહ છે" (ઈબ્ને માજા)

**ઠંડીમાં રોઝહ :**

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે "ઠંડીની મોસમમાં રોઝહ રાખવું મફતનો સવાબ છે". (તિરમિઝી)

મફતનો સવાબ એટલા માટે છે કે તેમાં તરસ નથી લાગતી અને દિવસ જલ્દી પસાર થઈ જાય છે. અફસોસ છે કે ઘણાં લોકો એમાં પણ રોઝા નથી રાખતા.

**રોઝામાં મિસ્વાક :**

હઝરત આમિર બિન રબીઅહ (રદિ.)એ ફરમાવ્યું કે "મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને રોઝહની હાલતમાં એટલી વખત મિસ્વાક કરતા જોયા કે તેને હું ગણી નથી શકતો" (તિરમિઝી શરીફ)

દાતણ લીલુ હોય કે સુકું રોઝામાં કરી શકાય છે પરંતુ મંજન, ટુથ પાવડર, ટુથ પેસ્ટ કે કોલસો વગેરેથી રોઝાની હાલતમાં દાંત સાફ કરવા મકરૂહ છે.

## રમઝાનના રોઝહની કઝા

જે વસ્તુઓથી રોઝહ તૂટી જાય છે તેમાંથી અમુક વસ્તુઓ એવી છે જેનાથી ફકત રોઝહની કઝા જ વાજિબ થાય છે અને અમુક વસ્તુઓ એવી છે જેનાથી રોઝહ તૂટી જાય છે અને તેના બદલામાં એક રોઝો કઝાનો અને બે મહીનાના લગાતાર રોઝહ રાખવા પડે છે જેને કફ્ફારો કહે છે તે પણ વાજિબ થાય છે.

–કઝા રોઝાઓને લગાતાર રાખવું જરૂરી નથી જયારે રાખે રાખી શકે છે અને નમાઝના માફક તરતીબ પણ જરૂરી નથી. કઝા રોઝહ રાખવા વગર પણ અદા રોઝહ રાખી શકે છે. (ઈલ્મુલફિકહ ભાગ–૩, પાના–૩૯).

–કોઈ કારણસર રોઝહ કઝા થઈ ગયો તો જયારે તે મજબૂરી જતી રહે તો જલ્દીથી રોઝહની કઝા રાખી લેવું જોઈએ. જીવન અને

તાકાતનો ભરોસો નથી. (જવાહિરૂલ ફિકહ ભાગ–૧, પાના–૩૮૧).

રોઝહની કઝામાં દિવસ કે તારીખ નકકી કરીને કઝાની નિય્યત કરવું કે ફલાણા દિવસ, તારીખનો રોઝો રાખું છું એ જરૂરી નથી બલ્કે જેટલા રોઝા કઝા હોય એટલાજ રોઝા રાખી લેવા જોઈએ. પરંતુ જો બે રમઝાનના રોઝાઓ કઝા થઈગયા છે અને બન્ને વર્ષોના રોઝાની કઝા કરવાની છે તો વર્ષનું નકકી કરવું જરૂરી છે એટલે કે આવી રીતે નિય્યત કરે કે ફલાણા વર્ષના રોઝાઓની કઝા રાખું છું. (બિહિશ્તી ઝેવર ભાગ–૩, પાના–૬, કુદુરી પાના–૪૭ના હવાલાથી)

–ગયા રમઝાનના કઝા રોઝાઓ રાખ્યા નથી કે બીજો રમઝાન આવી ગયો તો હવે આ રમઝાનના અદા રોઝહ રાખે, ઈદ પછી ગયા રામઝાનના કઝા રાખે પરંતુ આટલું મોડું કરવું ખરાબ વસ્તુ છે. (બિહિશ્તી ઝેવર ભાગ–૩, પાના–૬, કુદુરી પાના–૪૭ના હવાલાથી) (મસઈલે રોઝહમાંથી સાભાર પાના–૭૧–૭૨).

–રમઝાનના કઝા રોઝહની નિય્યત રાતથી જ કરવું જરૂરી છે.

## જે વસ્તુઓથી રોઝહ તૂટી જાય છે અને ફકત કઝા જ વાજિબ થાય છે

–રોઝહ તોડવા પર કફ્ફારો વાજિબ થવા માટેની જે શર્તો છે તે ન હોય તો ફકત કઝા જ વાજિબ થશે કફ્ફારો વાજિબ થશે નહીં.

જો ખાવા પીવામાંથી મોંના રસ્તાથી કોઈ એવી વસ્તુ પેટમાં પહોંચાડવામાં આવે જે રોઝહને તોડી નાખે પરંતુ તેમાં શરીરના માટે કોઈ પોષણ, દુરૂસ્તી ન હોય અને તે વસ્તુને ખોરાક કે દવાના તોર પર ખાવામાં નથી આવતી અને તેને આદત મુજબ પણ ખાવા અથવા પીવામાં નથી આવતી તો કફ્ફારો વાજિબ થશે નહીં.

(ઉમ્દતુલ ફિકહ ભાગ–૨, પાના ૨૯૭–૨૯૯).

જો કોઈ માણસ કાંકરી અથવા ગોટલી પથ્થર કે માટી, રૂ અથવા ઘાસ કે કાગળ ગળી ગયો તો તેના ઉપર કઝા જ વાજિબ છે

કફફારો નથી, કેમકે આ બધી વસ્તુઓને આદત પ્રમાણે ખાવામાં આવતી નથી પરંતુ જો કોઈ માણસને આમાંની કોઈ વસ્તુ ખાવાની આદત હોય તો તેના ઉપર કફફારો પણ વાજિબ થશે.

કોઈ રોઝહદાર માણસે કાચા ચાવલ અથવા ગુંડેલો આટો કે સુખો આટો ખાઈ લીધો તો તેના ઉપર ફકત કઝા વાજિબ છે કેમકે આ ખોરાક દવા કે આદત પ્રમાણે ખાવામાં આવતો નથી અને આ હુકમ ત્યારે છે જયારે કે આટાને ઘી અથવા મધ સાથે મેળવીને અથવા પાણીથી ભીંગવી ખાંડ સાથે મેળવીને ન ખાધો હોય, નહીં તો કફફારો પણ વાજિબ થશે. (ઉમ્દતુલ ફિકહ ભાગ–૩, પાના–૨૯૭).

જે વસ્તુ ચાવવા વગર ગળીને ખાવામાં નથી આવતી તેને ચાવવા વગર ગળી જવાથી કફફારો વાજિબ નથી થતો અને જે ફળો છોટલા સાથે ખાવામાં નથી આવતા તેને છોટલા સાથે ખાવાથી કફફારો વાજિબ થશે નહીં. રોઝહ તૂટી જશે પરંતુ ફકત કઝા વાજિબ થશે.

મીઠું ખોબો ભરીને એક સાથે ખાઈ લીધું તો કફફારો વાજિબ થશે નહીં. કેમકે આદત પ્રમાણે એટલું એક સાથે ખાવામાં આવતું નથી.

—ચાવેલા લુકમા (કોરયો)ને મોંથી બહાર કાઢીને બીજી વખત મોંમાં નાખ્યો અને ખાઈ ગયો તો તેના ઉપર કફફારો વાજિબ નથી કેમકે તેનાથી નફરત કરવામાં આવે છે અને આજ હુકમ ત્યારે પણ છે જયારે બીજાનું ચાવેલું ખાધુ કેમકે તેનાથી નફરત કરવામાં આવે છે.

જો કોઈ રોઝહદારને ઉલટી થઈ તો તેનો રોઝહ ફકત બે સૂરતોમાં તૂટે છે એક તો એ કે કુદરતી રીતે પોતે જ મોં ભરીને ઉલટી થઈ પછી રોઝહ યાદ હોવાની હાલતમાં તેને મોંના અંદરથી જ ગળી ગયો તો પૂરી ગળી ગયો કે અમુક ભાગ, જયારે તે ચણા જેટલી અથવા તેનાથી વધારે ગળ્યો હોય તેનો રોઝહ તૂટી જશે. બીજી સૂરત (પ્રકાર) આ છે કે રોઝહ યાદ હોવાની હાલતમાં પોતાના ઈરાદાથી મોં ભરીને ઉલટી કરી તો તેનો રોઝહ દરેક હાલતમાં તૂટી જશે અને આ બન્ને હાલતમાં કઝા વાજિબ થશે કફફારો વાજિબ થશે નહીં. (ઉમ્દતુલ ફિકહ ભાગ–

૩, પાના-૨૯૯).

કાન અથવા નાકમાં દવા નાખવું, જાણી જોઈને મોં ભરીને ઉલ્ટી કરવું. મોં ભરીને ઉલ્ટી આવી હતી તેને ગળી જવું, આ બધી વસ્તુઓ રોઝાને તોડનારી છે. પરંતુ એનાથી ફકત રોઝાની કઝા વાજિબ થાય છે. કફ્ફારો વાજિબ થતો નથી. એવીજ રીતે કાંકરો કે લોખંડ ગળી જવાથી પણ ફકત કઝા જ વાજિબ થાય છે કફ્ફારો વાજિબ થતો નથી.

એવી જ રીતે રાત સમજીને સુબ્હ સાદિક પછી સેહરી ખાધી અથવા દિવસ બાકી હતો અને એમ ગુમાન કરીને કે સુર્ય આથમી ગયો છે રોઝો ઈફતાર કરી લીધો એનાથી પણ ફકત રોઝાની કઝા જ વાજિબ થશે કફ્ફારો વાજિબ થશે નહીં.

નોટ : ફતાવાની કિતાબોમાં આ જ મસ્અલો છે કે 'કાનમાં દવા નાખવાથી રોઝહ તૂટી જશે' પરંતુ અમુક ઉલમાના મત મુજબ નવા સંસોધન પ્રમાણે કાનમાં નાખેલી દવા દિમાગ સુધી પહોંચતી નથી જેથી કાનમાં દવા નાખવાથી રોઝહ તુટશે નહી.

## જે વસ્તુઓથી રોઝહ તૂટી જાય છે અને કફ્ફારો આપવો પણ વાજિબ થાય છે

જાણી જોઈને એવી વસ્તુઓ ખાઈ-પી લેવું જેને દવા, ખોરાક, અથવા મજા સ્વાદ લેવા માટે ખાવામાં આવે છે, સોહબત કરવાથી, દવા અથવા નશો પીવું, હુકકો, સિગારેટ બીડી વગેરે પીવું.

જો રોઝહ રાખીને પછી સફરનો ઈરાદો કર્યો અને ઘરે જ (સફરમાં નિકળવાથી પહેલા) રોઝહ તોડી નાખ્યો તો કઝા કફ્ફારો બન્ને વાજિબ થશે પરંતુ જો સફરમાં નિકળવા પછી રોઝહ તોડી નાખ્યો તો કફ્ફારો વાજિબ થશે નહીં, ફકત કઝા જ વાજિબ થશે, પરંતુ મજબૂરી વગર રોઝહ તોડવું જોઈએ નહીં.

કફ્ફારો ફકત રમઝાનના રોઝહનો જ વાજિબ થશે. બીજો કોઈ

રોઝહ તોડવાથી કફ્ફારો વાજિબ થશે નહીં, જો રમઝાન શરીફમાં રાતથી જ રોઝહની નિય્યત કરી લીધી તો હવે દિવસમાં આ નિય્યતને તોડી શકતો નથી જો ખરા અને શરઈ કારણ વગર રોઝહ તોડશે તો કઝા અને કફ્ફારો બન્ને વાજિબ થશે.

જે વસ્તુ આદત પ્રમાણે ખોરાક અથવા દવાનારૂપમાં ખાવામાં આવે છે અથવા તેનાથી સ્વાદ પ્રાપ્ત કરવામાં આવે છે તે બધાથીજ કઝા અને કફ્ફારો બન્ને વાજિબ થાય છે.

જાણી જોઈને ભુલ્યા વિના સોહબત કરવું કે ખાવું પીવું રોઝાને તોડી દે છે અને કઝા તથા કફ્ફારો બન્ને વાજિબ થાય છે.

કફ્ફારો આ છે કે એક ગુલામ આઝાદ કરવામાં આવે, એ ન કરી શકે તો લગાતાર ૬૦ રોઝા રાખવામાં આવે, અને એ પણ ન કરી શકે તો ૬૦ મિસ્કીનોને બન્ને ટાઈમ ખાવું ખવડાવે.

કોઈ રોઝાહદારે ઘઉં, બાજરા વગરે કોઈ અનાજની રોટી અથવા ખાવા પીવાની વસ્તુ અથવા દૂધ, દહી ખાધું અથવા પીધું અથવા કોઈ દવા ખાધી કે પીધી તો તેના ઉપર કઝા અને કફ્ફારો બન્ને વાજિબ થશે.

એવીજ રીતે સરકો, શોરબો, ઝઅફરાનનું પાણી અથવા તરબૂચ કે સકરટેટી વગેરે ખાધું કે તેનું પાણી પીધું તો કઝા અને કફ્ફારો બન્ને વાજિબ થશે એવી જ રીતે વરસાદના ટીપાઓ અથવા બરફ પોતાના ઈરાદાથી ખાધો કે પીધો તો કઝા અને કફ્ફારો બન્ને વાજિબ થશે કેમકે મોં બંધ કરી એનાથી બચી શકાય છે.

નમક એટલે મીઠું ખાય તો જો તેને ફકત એકલુ મીઠું ખાવાની આદત છે તો કફ્ફારો પણ વાજિબ થશે ન તો નહીં, અને અમુક ઉલમાનું કહેવું છે કે જો થોડુંક મીઠું ખાધું તો કફ્ફારો વાજિબ થશે અને એકી સાથે વધારે ખાધું તો નહીં અને આ જ મત પસંદ કરેલો અને ભરોસાપાત્ર છે.

જે વસ્તુથી સ્વાદ પ્રાપ્ત કરવામાં આવે છે અને તબીયત નફરત

કરતી નથી તેના ખાવાથી કફ્ફારો વાજિબ થાય છે.

રોઝહ યાદ હોવાની હાલતમાં બીવીથી સોહબત કરવાથી કઝા અને કફ્ફારો બન્ને વાજિબ થશે. (ઉમ્દતુલ ફિકહ ભાગ–૩, પાના–૨૭૭–૨૭૮, મસાઈલે રોઝહ પાના–૮૬ થી ૯૧)

ચૂકથી રોઝહ તૂટવાથી કઝા વાજિબ થશે કફ્ફારો નહીં, જેમકે કોઈના ગળામાં વરસાદનું ટીપુ ચાલ્યું ગયું તો રોઝહ તુટી જશે અને જો જાણી જોઈને તેને ગળી ગયો તો કઝા અને કફ્ફારો બન્ને વાજિબ થશે અને જો જાણી જોઈને ગળ્યું નથી પોતેજ પેટમાં પહોંચી ગયું તો ફકત કઝા વાજિબ થશે. (ઉમ્દતુલ ફિકહ ભાગ–૩, પાના ૨૮૩)

**રોઝહનો કફ્ફારો**

(૧) પ્રાપ્ત થઈ શકે તો એક ગુલામ (દાસ) આઝાદ કરે (૨) જો ગુલામ ખરીદવાની તાકાત ન હોય અથવા તે દેશમાં ગુલામ ન મળતા હોય (જેમ કે આજ કાલ)તો સાંઠ દિવસોના લગાતાર રોઝહ રાખે વચમાં ગાળો ન પાડે. જો એક દિવસ પણ વચમાં રોઝહ ન રાખ્યો તો નવેસરથી ૬૦ રોઝહ રાખવા પડશે. (૩) આ સાંઠ દિવસો એવા હોવા જોઈએ જેમાં રમઝાન અને બન્ને ઈદો તથા તશરીકના દિવસો ન હોય. (૪) પરંતુ જો સ્ત્રીને હૈઝ આવી જાય તો તેમાં કોઈ વાંધો નથી લગાતાર જ ગણાશે. પરંતુ પાક થવા પછી તરતજ શરૂ કરી દેવા જરૂરી છે અને જો પ્રસુતિનું ખૂન આવી ગયું તો ફરીથી નવેસરથી રોઝા રાખે. (૫) જો બીમારી અથવા કમઝોરીના લઈ રોઝહ રાખવાની તાકાત ન હોય તો ૬૦ મિસ્કીનોને બન્ને વખત પેટ ભરીને ખાવાનું ખવડાવી દે. (૬) અથવા સદકએ ફિત્રના પ્રમાણેનું દરેકને એ રીતે સાંઠ ફકીરોને અનાજ અથવા તેની કીમત આપી દે. (૭) જે સાંઠ માણસોને સવારના ખવડાવ્યું છે તેમને જ સાંજના ખવડાવે. જો ખાવાનું ખાવાવાળા બદલાય જાય તો કફ્ફારો અદા થશે નહીં. (૮) એક જ ફકીરને સાંઠ દિવસો સુધી ખાવાનું ખવડાવતો રહ્યો અથવા સાંઠ દિવસો સુધી રોજ રોકડ રકમ આપતો રહ્યો તો પણ કફ્ફારો અદા થઈ જશે. (૯) પરંતુ જો એક જ ફકીરને સાંઠ દિવસનું અનાજ અથવા પૂરા પૈસા એકજ

દિવસમાં આપી દીધા તો તે એક જ દિવસનું ગણાશે, પૂરો કફ્ફારો અદા થશે નહીં.

(૧૦) જો કોઈ માણસે એક જ રમઝાનમાં એકથી વધારે રોઝહ તોડયો અને વચમાં કોઈનો પણ કફ્ફારો અદા કર્યો નહીં તો તેના કફ્ફારા એક બીજામાં સમાઈ જઈ એક જ કફ્ફારો પૂરતો થઈ જશે. (૧૧) પરંતુ જો અલગ અલગ રમઝાનના રોઝહના કફ્ફારા હોય તો એક બીજામાં સમાવેશ થશે નહીં અને દરેક રમઝાનનો અલગ અલગ કફ્ફારો આપવો પડશે. (ઉમ્દતુલફિકહ ભાગ–૩, પાના ૨૯૩–૨૯૪–૨૯૫).

આ બે કફ્ફારા ત્યારે જ વાજિબ થશે જયારે બન્ને રમઝાનના રોઝહ સોહબત કરી તોડયા હોય, ખાવા–પીવાથી તોડયા હોય તો એક જ કફ્ફારો વાજિબ થશે. (શામી ભા–૩, પાના–૩૯૧)

## જે વસ્તુઓના લઈ રોઝહ તોડવું અથવા ન રાખવું જાઈઝ છે

તે કારણો જેના લઈ રોઝહ ન રાખવું અથવા તોડી નાખવું જાઈઝ છે નવ છે, ૧) બીમારી-જો બીમારને જાન જવાનો અથવા શરીરનો કોઈ ભાગ બેકાર થઈ જવાનો અથવા બગડી જવાનો અથવા કોઈ નવી બીમારી ઉત્તપન્ન થઈ જવાનો અથવા હાલની બીમારી વધી જવાનો અથવા મોડી સારી થવાનો ભય હોય. અને આના વિશે કોઈ એવો મુસલમાન ડૉક્ટર સલાહ આપે જે હોશિયાર નિષ્ણાંત હોય અને ખુલ્લો ફાસિક ન હોય (ફકત વહમ અને ખ્યાલ પર ફર્ઝ રોઝહ છોડવું જાઈઝ નથી) તો તેને રોઝહ ન રાખવું અથવા તોડી નાખવું જાઈઝ છે, રોઝહ ન રાખવાની રૂખસત છે પરંતુ રાખવું અઝીમત છે અને રોઝહ રાખી શકે તો રાખવું અફઝલ છે પરંતુ જો હલાકતનો ખૌફ હોય તો રોઝહ ન રાખવું વાજિબ છે.

૨) સફર-જે સફરમાં નમાઝ કસર કરવું જાઈઝ છે તે સફરમાં રોઝહ ન રાખવું જાઈઝ છે, (એટલે કે ૭૮ કિ.મી.નો સફર હોય) અને

આ રૂખસત છે અઝીમત રોઝો રાખવું છે, જયારે રોઝો રાખવાથી નુકસાન ન થતું હોય તો રોઝો રાખવું અફઝલ અને મુસ્તહબ છે.

રોઝો રાખીને પછી સફર કર્યો તો તે રોઝો તોડવું જાઈઝ નથી. પરંતુ જો તોડી નાખે તો કફફારો નથી.

૩) મજબૂર કરવું-કોઈ બીમાર કે મુસાફિરને મજબુર કરવામાં આવ્યો કે તે રોઝો તોડી નાખે, નહીં તો તેને મારી નાખવામાં આવશે તો તેના માટે રોઝહ તોડવું વાજિબ છે અને કોઈ મુકીમ અને તંદુરસ્ત માણસને રોઝહ તોડવા પર મજબૂર કરવામાં આવ્યો કે રોઝહ ન તોડશો તો કત્લ કરી નાખવામાં આવશે તો તેના માટે રોઝહ તોડવાની ઈજાઝત છે પરંતુ રોઝહ રાખવું અફઝલ છે.

૪)–૫) હમલ અને દૂધ પીવડાવવું-કોઈ ગર્ભવતી મહિલા અથવા દૂધ પીવડાવવાવાળી ઔરત પોતાની અથવા પોતાના બાળકની જાનપર નુકસાન અથવા હલાકતનો ખૌફ કરે તો તેના માટે રોઝહ તોડવું જાઈઝ છે અને કઝા કરવી પડશે.

૬)–૭) ભૂખ-તરસ-એવી ભૂખ અને તરસ જેનાથી હલાક થઈ જવાનો ભય હોય રોઝહ ઈફતાર કરવાને જાઈઝ કરે છે.

૮) જિહાદ-જો કોઈ ગાઝીને ગાલિબ ગુમાનથી આ ખબર પડી જાય કે તેને રમઝાનમાં કોઈ દીનના દુશ્મનના સાથે લડવું પડશે અને રોઝહ રાખશે તો કમઝોરી અને લડવામાં કમી આવવાનો ખૌફ છે તો તેના માટે લડાઈ શરૂ થવા પહેલા રોઝો ન રાખવું કે રોઝાને તોડી નાખવું જાઈઝ છે.

૯) વૃધ્ધાવસ્થા (શૈખે ફાની)-ઘરડો મોટી ઉમરનો માણસ પુરૂષ હોય કે સ્ત્રી જો તે રોઝો રાખી ન શકતો હોય તો તેને રોઝા ન રાખવાની ઈજાઝત છે. શૈખે ફાની તે માણસ છે જેની કમઝોરી રોજ રોજ વધતી જાય અહીં સુધી કે મરી જાય. આવા માણસ પર દરેક રોઝાના બદલામાં ફિદયો દેવું ફર્ઝ છે પરંતુ એની શર્ત એ છે કે મરણ સુધી તેના અંદર રોઝા રાખવાની તાકાત ન આવે. જો ફિદયો આપવા

પછી એટલી તાકાત આવી ગઈ કે તે રોઝા રાખી શકે છે તો જે ફિદયો તેણે આપ્યો છે તેનો હુકમ ખતમ થઈ ગયો જેથી જેટલા રોઝા છુટયા છે બધાની કઝા કરવી પડશે. (ઉમ્દતુલ ફિકહ ભાગ–૩, પાના–૩૨૮ થી ૩૪૨ સુધીમાંથી સાભાર)

અમુક ઉલમા બીજા ચાર કારણો પણ વધારે છે, ૧૦)–૧૧) હૈઝ અને નિફાસ–ઔરતને હૈઝ અથવા પ્રસુતિનું ખૂન ચાલુ થઈ ગયું તો તે દિવસોમાં રોઝા રાખવું હરામ છે, રમઝાન પછી તેની કઝા કરે. (ઉમ્દતુલ ફિકહ ભાગ–૩, પાના–૩૪૭)

જો અર્ધો રોઝો રાખવા પછી દિવસમાં હૈઝ આવી ગયું તો તે રોઝો તુટી ગયો, જયારે પાક થાય તો (રમઝાન પછી) કઝા કરે. (બિહિશ્તી ઝેવર ભાગ–૨, પાના–૫૯, જવહરહના હવાલાથી).

**૧૨) બેભાન થઇ જવું-** બેભાનીના બધાજ દિવસોની કઝા કરે જો કે રમઝાનના બધા જ દિવસો બેભાન રહ્યો હોય, જે માણસ માહે રમઝાનમાં બેભાન થઈ ગયો તો જે દિવસે બેભાન થયો તે દિવસની કઝા ન કરે તેના પછીના દિવસોની કઝા કરે.

**૧૩) ગાંડો થઇ જવું-**પુરો મહીનો ગાંડો રહ્યો તો રોઝાની કઝા નથી અને જો મહીનાના અમુક દિવસો જ ગાંડો રહ્યો તો જો બાલિગ થયો ત્યારે અકલમંદ હતો પછી ગાંડો થઈ ગયો તો સારો થવા પહેલાના વિતેલા (એટલે કે ગાંડા હોવાના દિવસોના) રોઝાઓની કઝા કરે. (ઉમ્દતુલ ફિકહ ભાગ–૩, પાના–૩૪૭ થી ૩૫૦માંથી)

## રોઝહની કઝા

જે કારણસર રોઝહ ન રાખ્યો હતો તે કારણના દૂર થઈ જવાથી તરત જ રોઝહની કઝા ચાલુ કરી દે. કઝા રોઝહની નિય્યત રાતથી કરવું ફર્ઝ છે, લગાતાર અથવા એક બે દિવસ છોડીને બન્ને રીતે કઝા કરી શકે છે, મુસાફિર ઘરે આવવા પહેલા અથવા બીમાર સાજો થવા પહેલા મરી જાય તો છુટેલા રોઝાઓની કઝા કફફારો કે ગુનોહ નથી,

અને જો છુટેલા રોઝહ રાખવાનો (જેટલો) સમય મળ્યો છતાં ન રાખ્યા અને મરી ગયો તો (તેટલા રોઝાના) ફિદયાની વસિય્યત કરવું વાજિબ છે.

## રોઝહનો ફિદયો

જે માણસ એટલો ઘરડો થઈ ગયો હોય કે શરદી ગરમી કોઈ પણ સીઝનમાં રોઝહ રાખી શકતો ન હોય અને મુસલમાન દીનદાર ડૉક્ટર તેના માટે રોઝહને નુકસાનકારક અને મુહલિક બતાવે તો તે સદકએ ફિત્રના બરાબર એક રોઝહનો ફિદયો આપી શકે છે. પરંતુ જો નાના દિવસોમાં પણ રોઝહ રાખવાની તાકાત આવી ગઈ તો રોઝહ રાખવા પડશે. ફિદયાનો સવાબ અલગ મળશે.

જે માણસના માટે જાઈઝ હોય કે તે રોઝાનો ફિદયો આપે અને તે ગરીબ ફકીરી હોવાનાલઈ ન આપીશકે તો તે અલ્લાહ તઆલાથી ઈસ્તિગફાર કરે અને અલ્લાહના હુકૂકમાં કમી થવાની માફી માંગે. (ઉમ્દતુલફિકહ ભાગ–૩, પાના–૩૪૩)

## બિમાર અને મુસાફિર વગેરે માટે ફિદયાનો હુકમ

કોઈ માણસે સફર અથવા બીમારીના લઈ રોઝા ન રાખ્યા તો તેનીકઝા વાજિબ છે. હવે જો તે તે જ બીમારી અથવા સફરમાં મરી ગયો જેથી તેને કઝાના દિવસોજ ન મળ્યા તો તેના ઉપર તે રોઝાઓની કઝા વાજિબ નથી જેથી ફિદયાની વસિય્યત કરવું પણ તેના માટે જરૂરી નથી. પરંતુ છતાં જો તે ફિદયાની વસિય્યત કરશે તો વસિય્યત સહીહ થઈ જશે અને તેના ૧/૩ માલમાંથી ફિદયો અદા કરવામાં આવશે.

ઉપરનો મસ્અલો તે બીમારના વિશે છે જેને પોતાની બીમારી સારી થવાની આશા હોય પરંતુ જો એવી બીમારી હોય કે હાલમાં પણ રોઝા નથી રાખી શકતો અને મરવા સુધી રોઝા રાખવાની શકિત મળે એવી કોઈ આશા નથી તો તે શૈખે ફાનીના હુકમમાં છે તેને બીમારીના

દિવસોના દરેક રોઝાનો ફિદયો પોતાના જીવનમાં જ દેવો પડશે અને જો જીવનમાં અદા ન કર્યો તો મરતી વખતે વસિય્યત કરવું જરૂરી છે. (ઉમ્દતુલ ફિકહ ભાગ–૩, પાના–૩૪૩–૩૪૪)

જો બીમાર અને મુસાફિરે બીમારી સારી થવા અને સફર પૂરો થવા પછી સમય મળવા છતાં કઝા રોઝા ન રાખ્યા અને મૃત્યુનો સમય આવી ગયો તો જે રોઝા છુટયા છે તેનો ફિદયો આપવાની વસિય્યત કરવું જરૂરી છે. આજ હુકમ તે લોકોનો છે જેઓને જે તે કારણ ખત્મ થવા પછી કઝાનો સમય મળી જાય, જેમકે ગર્ભવતી મહિલા વગેરે. (ઉમ્દતુલ ફિકહ ભાગ–૩, પાના–૩૪૧).

## જે વસ્તુઓથી રોઝો તુટતો નથી

ભુલથી ખાવા પીવાથી રોઝો તુટતો નથી.

પોતાના ઈખ્તિયાર વિના ગળામાં ધુળ કે માખી ચાલી જવાથી. આટો દળવાવાળાના ગળામાં ઉડીને જે આટો ચાલ્યો જાય છે તેનાથી, કાનમાં પાણી ચાલ્યું જવાથી, સ્વપ્નામાં ગુસલની હાજત થવાથી, ઉલ્ટી પોતે પોતેજ થઈ અને પોતેજ પાછી ચાલી જવાથી, આંખમાં દવા નાંખવાથી, ખુશ્બુ સુંગવાથી, થુંક ગળવાથી, જાણી જોઈને ઉલ્ટી કરી પરંતુ તે મોં ભરાઈ જાય એટલી ન હતી એનાથી રોઝો તુટતો નથી.

થોડીક ઉલ્ટી આવી અને જાણી જોઈને ગળી ગયો તો રોઝો તુટવા ન તુટવામાં મતભેદ છે.

જો રોઝહની હાલતમાં કોઈ ભૂલથી ખાઈ પી રહ્યો હોય તો તેને યાદ દેવાડી દેવું જરૂરી છે અને જો કમઝોર બીમાર હોય તો યાદ ન દેવાડવું જાઈઝ છે.

ઈન્જેકશન લગાડવાથી રોઝો તુટતો નથી, પરંતુ દિમાગ તથા પેટમાં ડાયરેકટ કોઈ વસ્તુ પહોંચાડવામાં આવે તો રોઝો તુટી જાય છે.

## કઇ વસ્તુઓથી રોઝહ મકરૂહ થાય છે?

વિના કારણે કોઈ વસ્તુને ચાવવું, મીઠું વગેરેનો સ્વાદ ચાખીને

થૂકી દેવું, જાણી જોઈને મોમાં થુંક ભેગું કરીને ગળી જવું. પૂરો દિવસ નાપાક રહેવું, ગીબત, બદબોઈ, લડાઈ–ઝઘડો કરવો, આ બધી વસ્તુઓથી રોઝો મકરૂહ થાય છે.

## અને આ વસ્તુઓ મકરૂહ નથી

મિસ્વાક કરવું, માથા અથવા મુંછો પર તેલ લગાડવું, આંખમાં દવા નાંખવું, પત્નીને પતિના ગુસ્સાનો ભય હોય તો ખાવામાનું મીઠું ચાખીને થૂંકી દેવું, આ વસ્તુઓ રોઝામાં મકરૂહ નથી.

## હૈઝવાળી ઔરતનું રમઝાનમાં ખાવું પીવું

જો હૈઝના કારણે રોઝો નથી રાખ્યો અથવા રોઝો રાખવા પછી હૈઝ આવી ગયું તો ખાવું પીવું જાઈઝ છે, પરંતુ દિવસના બીજાના સામે ખાઈ નહીં.

અને જો હૈઝ ચાલુ હતું અને દિવસના જ બંધ થઈ ગયું એટલે કે દિવસમાં જ હૈઝથી પાક થઈ ગઈ તો દિવસનો બાકી ભાગ રોઝદારના જેમ જ રહેવું વાજિબ છે, ખાવું પીવું જાઈઝ નથી. (અહસનુલ ફતાવા ભાગ–૪, પાના–૪૨૮).

## રમઝાનના છેલ્લા દસ દિવસોમાં ઇબાદતમાં લાગવું

રમઝાનના છેલ્લા દસ દિવસોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ જેટલી ઈબાદતમાં મહેનત કરતા હતા બીજા દિવસોમાં એટલી મહેનત નહીં કરતા. (મુસ્લિમ શરીફ)

જયારે છેલ્લા દસ દિવસ (રમઝાનના) આવતા હતા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પુરી રાત ઈબાદત કરતા હતા, અને ઘરવાળાઓને પણ (ઈબાદતના માટે) જગાડતા હતા. (બુખારી–મુસ્લિમ)

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે રમઝાનની છેલ્લી રાતમાં ઉમ્મતે મુહમ્મદિય્યહની મગફેરત કરી દેવામાં આવે છે. પુછવામાં આવ્યું હે અલ્લાહના રસુલ! શું એનાથી શબે કદ્ર મુરાદ છે? ફરમાવ્યું 'નહીં વાત આ છે કે કામ કરનારની મજૂરી જયારે

કામ પુરૂં થઈ જાય છે તો પુરેપુરી આપી દેવામાં આવે છે અને છેલ્લી રાતમાં કામ પુરૂં થઈ જાય છે તો મગફેરત થઈ જાય છે' (અહમદ)

## એઅતેકાફ શું છે ?

રોઝા રાખવું માનવીની ખ્વાહિશાતને કાબૂમાં લાવીને તેને શરીઅતના તકાઝા પુરા કરવાના લાયક બનાવે છે. હવે જયારે તે વીસ રોઝા રાખી ચુકયો છે તો જાણે કે તે રૂહાની દવાનો એક કોર્સ પુરો કરી ચુકયો.

તો હવે અલ્લાહ તઆલાએ ઈચ્છયું કે મારો બંદો મારા સિવાય બધી જ મખલુકથી બિનજરૂરી મેળમિલાપ છોડીને મારા જ દરવાજા પર આવીને પડી જાય અને મારા વિના કોઈના સાથે કોઈ પ્રકારનો સંબંધ ન રાખે.

રોઝહમાં પ્રિય પત્નીને ફકત દિવસ દરમ્યાન છોડાવી હતી, જયારે બંદો તેમાં પુરો ઉતર્યો તો હવે રાત દિવસ તેનાથી અલગ કરી તેનું બધુ જ એકલાપણું પોતાના માટે ખાસ કરી લીધું અને કહ્યું કે ખાવું પીવું સુવું બધું જ અમારા દરવાજા પર કરો અને અમારી યાદ જે આજ સુધી કામ ધંધામાં લાગીને કરતા હતા. હવે તે બધાથી અલગ થઈને અમારા ઈબાદતખાનામાંજ કર્યા કરશો જેથી દુનિયાના ગંદા માહોલથી અલગ થઈને દિલ દિમાગમાં અમારી મોહબ્બત ખુબ બેસી જાય અને તમારા દિલની દુનિયા પર હવે કોઈ હુકૂમત રહે તો તે ફકત એક અલ્લાહ તઆલાની જ હોય (રમઝાન કયા હૈ? પાના ૧૪૦)

એઅતેકાફ કરનારનો દાખલો તે માણસ જેવો છે જે કોઈના દરવાજા પર જઈને પડી જાય કે જયાં સુધી મારો પ્રશ્ન હલ ન થાય અહીંથી જઈશ નહીં.

નિકલ જાએ દમ તેરે કદમોં કે નીચે,
યેહી દિલ કી હસરત યેહી આરઝૂ હે.

ખરેખર જો આજ હાલત હોય તો કઠણથી કઠણ દિલવાળો પણ પીગળી જાય છે અને અલ્લાહ તઆલાની કરીમ ઝાત તો માફ કરવા

માટે બહાનું જ શોધે છે બલ્કે બહાના વિના પણ રહમત કરે છે. માટે જો કોઈ માણસ અલ્લાહ તઆલાના દરવાજા પર દુનિયાથી અલગ થઈને, જઈ પડે છે તો પછી તેને નવાઝવામાં શી શંકા છે ? અને અલ્લાહ તઆલા જેનો ઈકરામ કરી દે તેના ભરપુર ખઝાનાનો અંદાજ કોણ કાઢી શકે છે?

એઅતેકાફ કરનાર દરેક વખતે ઈબાદતમાં જ રહે છે, માણસ સૂતો, જાગતો દરેક વખત ઈબાદતમાં જ ગણાય છે અને એમાં અલ્લાહ તઆલાની નઝદીકી પ્રાપ્ત થાય છે.

ઉપરાંત એઅતેકાફમાં અલ્લાહ તઆલાના ઘરે પડી જવું હોય છે, અને કરીમ મેઝબાન હંમેશા ઘરે આવનારનો ઈકરામ કરે છે. સાથે સાથે અલ્લાહના કિલ્લામાં સુરક્ષિત હોય છે કે દુશ્મનની પહોંચ ત્યાં સુધી થઈ શકતી નથી.

જો ફકત અલ્લાહ તઆલાને રાજી કરવા માટેજ એઅતેકાફ કરવામાં આવે તો ઘણીજ ઉંચી અને કીમતી વસ્તુ છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એઅતિકાફનો ઘણો જ એહતેમામ ફરમાવતા હતા.

ઈમામ ઝુહરી (રહ.) કહે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઘણાં કામો કદી કરતા, કદી છોડી દેતા પરંતુ જયારથી મદીનહ મુનવ્વરહ તશરીફ લાવ્યા છેલ્લે સુધી રમઝાનના છેલ્લાં દસ દિવસનો એઅતેકાફ છોડયો નહીં, પરંતુ આશ્ચર્ય છે કે લોકો એની પાબંદી કરતા નથી.

એઅતેકાફ કરવાવાળા વિષે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું "એઅતેકાફ કરનાર ગુનાહોથી બચેલો રહે છે અને તેના માટે (અદા કરવા વિના) એટલીજ નેકીઓ લખવામાં આવે છે જેટલી અદા કરનાર માટે લખવામાં આવે છે. (ઈબ્ને માજહ)

બીજી એક હદીસમાં છે,

"રમઝાનના (છેલ્લા) દસ દિવસોના એઅતેકાફનો સવાબ બે હજ અને બે ઉમરહના બરાબર છે. (બયહકી)

એક લાંબી હદીસનો ખુલાસો છે કે "જે માણસ અલ્લાહ માટે એક દિવસનો એઅતેકાફ કરે છે અલ્લાહ તઆલા દોઝખને તેનાથી પોતાની જમીન અને આકાશના અંતરથી ત્રણ ગણી દૂર કરી નાખે છે" એટલે કે દોઝખથી તેનો કોઈ વાસ્તો જ નથી રહેતો.

## એઅતેકાફ

–છેલ્લા દસ દિવસોમાં એઅતેકાફ સુન્નતે મુઅક્કદહ કિફાયહ છે કે મોહલ્લાનો કોઈ એક પણ માણસ કરી લે તો બધાના ઉપરથી જિમ્મેદારી ઉતરી જશે, નહીં તો બધા જ સુન્નતે મુઅક્કદહને છોડનાર થશે.

–વીસ રમઝાનના ગુરુબે આફતાબથી થોડુંક પહેલાંથી ઈદનો ચાંદ દેખાવા સુધી એઅતેકાફની નિય્યતના સાથે કોઈ એવી મસ્જિદમાં રોકાવું જયાં જમાઅતના સાથે પાંચ ટાઈમની નમાઝ થતી હોય.

–પેશાબ, સંડાસ, વાજિબ ગુસ્લ અને વુઝૂ વગેરે એવી જરૂરતો જે મસ્જિદમાં પૂરી ન થતી હોય જેમકે મસ્જિદના કિનારા પર બેસી વુઝૂ ન થઈ શકે અથવા કોઈ પાણી લાવનાર ન હોય. તેના સિવાય બીજા કોઈ કામ માટે મસ્જિદથી બહાર નીકળે નહીં.

–અહસનુલ ફતાવા ભા.–૪ પાના–૫૦૦ પર છે કે "વુઝૂ ફર્ઝ નમાઝના માટે હોય અથવા નફલ અથવા કુર્આનની તિલાવત અથવા ઝિક્રના માટે હોય બધાનો આ જ હુકમ છે." (કે વુઝૂ માટે જવાથી એઅતેકાફ તુટશે નહીં).

–પરંતુ અમુક ઉલમા તિલાવત અથવા ઝિક્રના માટે (જે વગર વુઝૂએ અદા કરી શકાય છે) વુઝૂ માટે જવાનું ના કહે છે (જેમકે મુફતી ઈસ્માઈલ કછોલ્વી સાહબએ તેમની કિતાબ 'એઅતેકાફ'માં પાના–૩૪ પર લખ્યું છે.) જેથી સારૂં આ જ છે કે નમાઝ પઢવા માટેની નિય્યતથી જ વુઝૂ કરવા જાય.

–એઅતેકાફના સમયમાં ઈબાદત સમજીને ચૂપ રહેવું મકરૂહ છે પરંતુ બેકાર અને ફુઝૂલ વાતોથી બચવું જરૂરી છે.

—વધારેથી વધારે સમય નફલ નમાઝો, તિલાવત અને ઝિક્રમાં પસાર કરે.

—જે મસ્જિદમાં જુમ્અહની નમાઝ ન થતી હોય તો જુમ્આના માટે પાસેની મસ્જિદમાં જઈ શકે છે.

—જુમ્અહનું ગુસ્લ અથવા ગરમીના ગુસ્લના માટે મસ્જિદથી બહાર જઈ શકતો નથી.

—ખાવાનું ખાવા પહેલા કે પછી હાથ ધોવા માટે મસ્જિદથી નિકળવું જાઈઝ નથી.

## શબેકદ્ર : જેની ઈબાદત હજાર મહીનાઓની ઈબાદતથી અફઝલ છે

રમઝાનના મુબારક મહીનામાં શબેકદ્ર અલ્લાહ તઆલાની અઝીમ કુદરત અને ઘણીમોટી રહમતની સાફ નિશાની છે. કદર કિંમત અને કુબૂલિયતની અઝમતના લિહાઝથી આ રાત હજાર મહીનાના રાત દિવસો પર ઉત્તમતા રાખે છે. અલ્લાહ તઆલાએ કુર્આને કરીમમાં શબેકદ્ર વિશે એક પૂરી સૂરત ઉતારી છે.

આ પવિત્ર રાતને હજાર મહીનાઓથી અફઝલ બનાવવાનો અર્થ આ છે કે આ રાતની ઈબાદત હજાર મહીનાઓની ઈબાદતથી વધારે અફઝલ છે. હજાર મહીનાના પ્રયત્નો પછી પણ બંદાને મકબૂલિયતનું તે સ્થાન પ્રાપ્ત ન થઈ શકશે જે આ રાતની ઈબાદત અને એમાં અલ્લાહ તઆલા તરફ ધ્યાન આપવાથી પ્રાપ્ત થશે.

અમુક ઉલમાએ આ સૂરતના શાને નુઝૂલ વિશે આ રિવાયત નકલ કરી છે કે બની ઈસ્રાઈલમાં ચાર મોટા અબિદ અને ઝાહિદ ગુઝર્યા જેમણે લગાતાર એંસી વર્ષ અલ્લાહ તઆલાની ઈબાદત કરી અને એક આંખ ઝપકવા બરાબર પણ નાફરમાની ન કરી અને તેઓ હઝરત અય્યૂબ, હઝરત ઝકરિય્યા, હઝરત હિઝકીલ અને હઝરત યૂશઅ અલયહિમુસ્સલામ છે. તેમની ઈબાદત અને કુર્બનું સ્થાન સાંભળીને

હઝરાતે સહાબએ તઅજજુબ કર્યું. કદાચ તેઓ રશ્ક કરતા જઈ પોતાને આ ફઝીલતથી નીચા સમજતા હતા. તે સમયે હઝરત જિબ્રઈલ (અલૈ.) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના પાસે આવ્યા અને લયલતુલકદ્રની સૂરત ઉતરી. એવી રીતે આ ઉમ્મતને એક અફઝલ અને સૌથી પવિત્ર રાત અર્પણ કરી એની અઝમત અને ફઝીલત વધારી દેવામાં આવી. આ રાત હજાર મહીનાઓથી અફઝલ છે. જેની ઈબાદતનો સવાબ હજાર મહીનાઓની ઈબાદતના સવાબથી વધારે છે. હજાર મહીનાના ત્રીયાંસી વર્ષ ચાર મહીના થાય છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : 'શબેકદ્ર અલ્લાહ તઆલાએ મારી ઉમ્મતને અતા ફરમાવી છે. પહેલાની ઉમ્મતોને એ આપવામાં આવી નથી' (દુર્રે મન્સૂર)

અમૂક રિવાયતોથી માલૂમ પડે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પાછલી ઉમ્મતોની ઉંમરનો જાએઝો લીધો તો માલમ પડયું કે તેમની ઉમરો ઘણી જ વધારે થઈ હતી. અમુક ઉમ્મતોમાં પાંચસો વર્ષની ઉમરો થઈ હતી અને અમુકમાં સાતસો, આઠસો અને હજાર વર્ષની ઉમર થઈ હતી અને આ ઉમ્મતની ઉમર ઘણીજ ઓછી છે, જેથી જો નેક કામો અને ઈબાદતોમાં બરાબરી કરવા ઈચ્છે તો બની જ નથી શકતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એની ફિકર લાગી ગઈ તેની ભરપાય માટે અલ્લાહ તઅલાએ આ ઉમ્મતને શબેકદ્ર આપી.

આ જ રાતમાં કુર્આન ઉતારવામાં આવ્યું અને આ રાતમાં ઉમર અને રોજી નકકી કરવામાં આવે છે અને બીજા હિકમતવાળા કામોના હુકમો નિકળે છે. હઝરત શઅબી ફરમાવે છે કે આ બરકતવાળી રાતમાં ફરિશ્તાઓ મસ્જિદવાળાઓ પર સવાર સુધી સલામ મોકલે છે.

જયારે શબેકદ્ર હોય છે તો હઝરત જિબ્રઈલ (અલૈ.) ફરિશ્તાઓની એક જમાઅતના સાથે ઉતરે છે અને દરેક તે માણસ જે ઉભેલો બેઠેલો અલ્લાહ તઆલાનો ઝિક્ર કરે છે તેના માટે રહમતની દુઆ કરે છે. હઝરત અબ્દુલ કાદિર જીલાની (રહ.) ફરમાવે છે કે ઈબ્ને અબ્બાસ

(રદિ.)થી મન્કૂલ છે કે જયારે શબે કદ્ર હોય છે તો હઝરત જિબ્રઈલ (અલૈ.) ને જમીન પર આવવાનો હુકમ થાય છે તેઓ સિદરતુલ મુન્તહાના ૭૦ હજાર ફરિશ્તાઓ સાથે જેમના હાથોમાં નૂરાની ઝંડા હોય છે જમીન પર ઉતરે છે અને પૃથ્વી પર ચાર જગાએ તે ઝંડા લગાડી દે છે કઅબા શરીફ, રવઝા શરીફ, મસ્જિદે અકસા, મસ્જિદે તૂરે સીના પર. હઝરત જિબ્રઈલ (અલૈ.) તેમને જમીનમાં ચારે બાજૂ ફેલાઈ જવાનો હુકમ આપે છે. તે બધા ફરિશ્તાઓં દુનિયામાં ચારે બાજુ ફેલાય જાય છે. જંગલો, રણો અને વસ્તીઓમાં અલ્લાહ તઆલાના ઝિક્ર કરનારા બંદાઓના માટે રહમત અને મગફિરતની દુઆ કરે છે અને સુબ્હસાદિક સુધી તેમના પર સલામ મોકલે છે. (ગુનિય્યતુત્તાલિબીન)

## શબેકદ્ર

રમઝાનુલ મુબારકમાં અને ખાસ કરીને છેલ્લા દસ દિવસોમાં કોઈ એક એકી રાત શબે કદ્ર હોય છે. જેથી તે રાતોને ઈબાદતમાં પસાર કરવું જોઈએ જેથી ખુદાવંદી ઈનામથી મહરૂમ ન રહે.

—૨૧, ૨૩, ૨૫, ૨૭, ૨૯ આ રાતોમાંથી કોઈ એક શબે કદ્ર હોય છે. (એટલે કે વધારે ઉમ્મીદ આ જ રાતોમાં છે)

—વધુ પડતા ઉલમાનું કહેવું છે કે આ રાતમાં વધારે ઉમ્મીદ છે. જેથી ઓછામાં ઓછું આ રાતને તો ઈબાદતે ઈલાહીમાં લાગેલા રહી પસાર કરવું જોઈએ.

—કુર્આને કરીમમાં એલાન છે કે "આ રાત હજાર મહીનાઓથી શ્રેષ્ઠ છે", જેથી આ એક રાતની ઈબાદત ૮૩ વર્ષ ચાર મહીનાની ઈબાદતથી વધારે સવાબ રાખે છે. ૩૦ હજાર દિવસો તથા ૩૦ હજાર રાતોથી વધારે.

—જો પૂરી રાત જાગી ન શકાય તો જેટલું પણ બની શકે જાગી ઈબાદત કરે.

—આ રાતમાં જમાઅત વગર, એલાન વગર, નફલો, તિલાવત, કલેમહ, દુરૂદ શરીફ અને ઝિક્ર તસ્બીહમાં લાગી રહે.

—રાત ગુજારવામાં આ વાતનો ખ્યાલ રાખે કે ફજરની નમાઝ જમાઅતથી છુટી ન જાય.

## સદકતુલ ફિત્રના મસાઈલ

ગરીબોની મદદ કરવાના માટે ઈદના દિવસે જો સાડા બાવન તોલા (૬૧૨ ગ્રામ ૩૬૦ મીલી ગ્રામ) ચાંદીની કિંમતના બરાબર પૈસા, ઝેવર અથવા દરરોજની જરૂરતોથી વધારાનો માલ હોય તો તેના ઉપર સદકએ ફિત્ર વાજિબ છે, જેના મસાઈલ નીચે મુજબ છે.

—જેના પાસે અસલી જરૂરત અને કર્ઝથી વધારે ચાંદીના નિસાબની કિંમતનો કોઈપણ માલ હોય (પછી જોઈએ તો તેના ઉપર ઝકાત ન લાગતી હોય) એવા માણસ પર સદકએ ફિત્ર વાજિબ છે.

—જેના ઉપર ઝકાત વાજિબ છે તેના ઉપર તો સદકએ ફિત્ર વાજિબ છે જ.

—સદકએ ફિત્રના માટે માલના ઉપર વર્ષનું પુરૂં થવું જરૂરી નથી. ઝકાતના વાજિબ થવા માટે જરૂરી છે.

—દરેક મુસલમાન અકલમંદ, બાલિગ, અઝાદ પર જેના પાસે નિસાબ જેટલો માલ મૌજૂદ હોય સદકએ ફિત્ર વાજિબ છે.

—બાલિગ મર્દ પર પોતાના ગુલામ અને પોતાની નાબાલિગ ઔલાદના તરફથી વાજિબ છે જયારે કે તેમના પાસે માલ ન હોય.

—અને જો નાબાલિગ છોકરા—છોકરીના પાસે માલ હોય તો તેના જ માલમાંથી વાજિબ છે, પરંતુ બાપ પોતે પોતાના માલમાંથી અદા કરે તો કરી શકે છે.

—પરંતુ જો બાળકો માલદાર હોવા છતાં તેમના તરફથી અદા કરવામાં ન આવ્યો તો બાલિગ થવા પછી પાછ્લા વર્ષોનો સદકએ ફિત્ર અદા કરવું તેમના ઉપર વાજિબ થશે.

—ઔરત પર પોતાના જ તરફથી અદા કરવું વાજિબ છે. બાળકોના તરફથી નહીં.

—સદકએ ફિત્ર ઈદુલ ફિત્રના દિવસના સુબ્હ સાદિકના સમયે વાજિબ થાય છે.

—જેથી ઈદના સવારના સુબ્હ સાદિકથી પહેલા મરી જાય અથવા ફકીર થઈ જાય અથવા નિસાબથી માલ ઓછો થઈ જાય તેના ઉપર વાજિબ થશે નહીં અને જે બાળક સુબ્હ સાદિકના પછી જન્મયું તેના તરફથી પણ આપવામાં આવશે નહીં.

—જે માણસ સુબ્હ સાદિક પછી મરી જાય તેના માલથી આપવામાં આવશે અને જે બાળક સુબ્હ સાદિક પહેલા જન્મયું તેના તરફથી પણ તેના બાપ પર વાજિબ છે.

—જે માણસ ઈદની સુબ્હે સાદિક પહેલાં મીરાસ કે હદિયો મળવાથી માલદાર થઈ ગયો તેના ઉપર પણ વાજિબ છે.

—કોઈ કારણસર ઈદના દિવસે સદકએ ફિત્ર અદા કરવામાં ન આવ્યો તો પછીથી અદા કરવું વાજિબ છે, પૂરી ઉમર સાકિત થશે (બોજો ઉતરશે) નહીં.

—એક માણસ વતિ પોણા બે કિલો ઘઉં અથવા તેની કિંમત વાજિબ છે.

—ઝકાતના જેમ સદકએ ફિત્ર પોતાના શહેરના જ હકદાર લોકોને આપવું અફઝલ છે.

## સદકએ ફિત્રના બીજા અમુક મસાઇલ

અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓ પર રમઝાન શરીફના પુરા થવાની ખુશીમાં શુક્રિયહના તોર પર એક સદકો નકકી કર્યો છે જેને સદકએ ફિત્ર કહે છે.

જે માણસના પાસે સાડા બાવન તોલા ચાંદી કે સાડા સાત તોલા સોનુ અથવા એ બેમાંથી એકની કિંમત જેટલા પૈસા હોય અથવા જરૂરતથી વધારે કોઈપણ એવી વસ્તુ છે જેની કિંમત સાડા બાવન તોલા ચાંદીની કિંમત થઈ જાય અથવા કંઈક સોનુ અને થોડાક પૈસા હોય કે જો બન્ને ને મેળવે તો સાડા બાવન તોલા ચાંદીની કિંમત થઈ

જાય તો તે માણસ પર સદકએ ફિત્ર વાજિબ છે.

—આ ઉપર જણાવેલ વસ્તુઓનું ઈદુલ ફિત્રની સુબ્હ સાદિકના સમયે માલિક હોવું જરૂરી છે.

—જે માણસ પર સદએ ફિત્ર વાજિબ છે તે માણસ પર સદકએ ફિત્ર પોતાના તરફથી અને પોતાની નાબાલિગ ઔલાદના તરફથી દેવું વાજિબ છે. જો તે ઔલાદ માલદાર હોય તો બાપના માલમાંથી દેવું વાજિબ નથી બલ્કે તેમના જ માલમાંથી આપે.

—જે માણસ ઝકાત અને વાજિબ સદકહ લઈ શકે છે તેના માટે સદકએ ફિત્ર લેવું જાઈઝ છે અને તેના પર સદકએ ફિત્ર વાજિબ નથી, અને જેના માટે ઝકાત કે સદકએ વાજિબહ લેવું જાઈઝ નથી તેના પર સદકએ ફિત્ર આપવું વાજિબ છે. તે લઈ શકતો નથી.

—સારું આ જ છે કે જે સમયે પુરૂષો ઈદની નમાઝ પઢવા માટે જાય તેના પહેલાંજ સદકએ ફિત્ર અદા કરી દે. જો તે પહેલા ન આપ્યો તો પછીથી આપે.

—ઈદના દિવસ પહેલા રમઝાનમાંજ સદકએ ફિત્ર અદા કરવું જાઈઝ છે. હવે ઈદ આવવાથી બીજી વખત વાજિબ થશે નહીં.

—જે માણસે રમઝાનના રોઝા ન રાખ્યા તેના પર પણ સદકએ ફિત્ર વાજિબ છે.

—એક માણસનો સદકએ ફિત્ર એક જ ફકીરને આપે કે થોડો થોડો એકથી વધારે ફકીરને આપે બન્ને જાઈઝ છે પરંતુ અમુક ઉલમા એના (બીજાના) જાઈઝ હોવાનો ઈન્કાર કરે છે. જેથી એક પૂરો સદકએ ફિત્ર એક જ ફકીરને આપવું અફઝલ છે.

—ઘણાં માણસોનો સદકએ ફિત્ર એકજ ફકીરને આપવું જાઈઝ છે.

—સદકએ ફિત્ર એક કીલો છસો તેંત્રીસ (૬૩૩) ગ્રામ (પોણા બે કીલો) ઘઉં અથવા એટલી કીંમત તે ઘઉંની જે આમતોર પર દરેક

વખતે બજારમાં વેચાય છે, આપવામાં આવે છે, અને પોતાના શહેરમાં ઘઉં જે કીમતે મળતા હોય તેના હિસાબે પૈસા આપવામાં આવે છે.

—પુરા બે કીલો ઘઉં કે તેની કીમત આપી દેવું વધારે સારૂં છે.

—મિશ્કાત શરીફમાં રિવાયત છે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ઈદની નમાઝ માટે જવા પહેલાં સદકએ ફિત્ર કાઢવાનો હુકમ આપ્યો. (મસાઈલે રોઝા—ફતાવા રહીમિય્યહ—બિહિશ્તી ઝેવર, નુરૂલ ઈઝાહ)

## ઈદની નમાઝ

રમઝાનુલ મુબારક પસાર થઈ જવા પછી પહેલી શવ્વાલના દિવસે ઈદની નમાઝની બે ર'કાતો વાજિબ છે, જેના મુસ્તહબ કામો નીચે મુજબ છે :

—ઈદના દિવસે ગુસ્લ કરવું.

—મિસ્વાક કરવું.

—ખુશ્બુ લગાડવું.

—સારા કપડાં જે મળી શકે પહેરવાં.

—માથામાં તેલ નાંખી કાંસકી કરવું.

—સવારના જલ્દી ઉઠવું.

—ઈદગાહ જલ્દી જવાનો પ્રયત્ન કરવું.

—ઈદની નમાઝ માટે જવા પહેલાં ખારેક, ખજૂર જેવી કોઈ મીઠી વસ્તુ ખાવું.

—ઈદગાહ જવા પહેલાં સદકએ ફિત્ર અદા કરવું.

—ઈદગાહમાં જ ઈદની નમાઝ પઢવું.

—ઈદુલ ફિત્રમાં રસ્તામાં ધીરે ધીરે તકબીર પઢવું.

આ વસ્તુઓ ઈદની નમાઝ પહેલાંની સુન્નતો છે.

—ઈદના દિવસે ઈદની નમાઝ પહેલાં દરેક પ્રકારની નફલ નમાઝ

દરેક જગાએ સ્ત્રી–પુરૂષ દરેક માટે મકરૂહ છે. પરંતુ ઈદની નમાઝ પછી ઘરે આવીને નફલ પઢી શકે છે.

–ઈદગાહમાં ઈદની નમાઝ પછી પણ નફલ પઢવું મકરૂહ છે.

–ઈદની નમાઝની નિય્યત : હું નિય્યત કરું છું બે રકાત ઈદની વાજિબ નમાઝની, છ વધારાની તકબીરોના સાથે, અલ્લાહ તઆલાના માટે, મારૂં મોઢું કિબ્લાના તરફ, ઈમામના પાછળ.

છ તકબીરો વધારાની હોય છે જેમાંથી ત્રણ તકબીરો પ્રથમ રકાતમાં સનાના પછી, જેમાંથી પ્રથમ અને બીજી તકબીરમાં બન્ને હાથોને કાનો સુધી ઉઠાવી છોડી દેવામાં આવશે અને ત્રીજી તકબીર કહી બન્ને હાથોને બાંધીને કિર્અત પઢવામાં આવશે અને બીજી ત્રણ તકબીરો બીજી રકા'તમાં કિરઅત પછી રૂકૂઅથી પહેલાં કહેવામાં આવશે અને ત્રણે તકબીરો પછી હાથ ઉઠાવીને છોડી દેવામાં આવશે અને ચોથી તકબીર રૂકૂઅની છે તેમાં હાથ ઉઠાવવામાં આવશે નહી.

અને ઈદની નમાઝમાં રૂકુઅની આ તકબીર પણ વાજિબ છે. ઈદની બાકીની નમાઝ બીજી નમાઝો જેવી જ છે.

## ઈદનો દિવસ

### મુસલમાનો માટે ખુશી અને હમદર્દીનો દિવસ

ઈદનો દિવસ ઘણોજ મુબારક અને અલ્લાહ તઆલાની મહેમાનીનો દિવસ છે. આજના દિવસે આપણે બધાને અલ્લાહ તઆલાએ પોતાના મહેમાન બનાવીને ખાવા પીવાનો હુકમ આપ્યો છે તો આપણે એનાથી મોં ફેરવવું જોઈએ નહીં. આજના દિવસનો રોઝો રાખવું જાણે કે અલ્લાહ તઆલાની મહેમાનીને નાંખી દેવા બરાબર છે.

ઈદ મુસલમાનો માટે ઘણો મોટો તહેવાર છે. આપણા તહેવારમાં ખેલ તમાશો નથી હોતો. કોઈને તકલીફ આપવું કે સતાવવું હોતું નથી. બલ્કે અલ્લાહ તઆલાએ જેને આપ્યું છે તે બીજા જરૂરતવાળાઓની જરૂરતને પુરી કરે છે.

માલદાર માણસ જ્યારે પોતાના પ્રિય બાળકોને ઉજળા ઉજળા કપડા પહેરીને આનંદમાં કુદતા જુએ છે તો બીજી બાજુ ફકીરના બાળકોના પડી ગયેલા મોઢાને તે જોઈ શકતો નથી.

દોલતવાળો મુસલમાન પોતાના ઘરના ખુશબુદાર અને સ્વાદિષ્ટ ખાણાઓને ત્યાં સુધી હાથ નથી લગાડતો જ્યાં સુધી ફકીર પાડોશીના ઘરમાં ચુલો બળતો ન જોઈ લે.

મારી ઈદ શાની ? જો મારા પાડોસીઓજ ભૂખ્યા રહે! મારા છોકરા મને કેવી રીતે સારા લાગે જ્યારે કે મારા પાડોશીના છોકરા ફાટેલા કપડા પહેરતા હોય ?

જો (અલ્લાહ ન કરે) આપણા વિચારો આવા નથી અને આપણે ગૈરતમંદ નથી. તો આપણો ગૈરતમંદ ખુદા એને સાંખી નહીં લેશે, કે મારો એક મોહતાજ બંદો પોતાના બિલકુલ જુના, મેલા કપડાના લઈ ઈદની નમાઝમાં હાજર થવાથી શરમાય છેં, અને એના નાના નાના બાળકો જ્યારે પોતાના સાથે રમતા બાળકોને ઉચ્ચ અને કીંમતી કપડા પહેરીને રમતા જૂએ છે તો પોતાની માતાને મોં ફેરવીને કહે છે કે મા! અમે પણ આવા જ કપડા લઈશું. પછી મા પોતાના બાળકોને કલેજાથી લગાડીને આંસુ સાફ કરતી જઈ કહે છે કે "બેટા હા! તમોને પણ અપાવીશું" અને આ કહેતા જઈ દુઃખમાં પડી તેની ચીખ નીકળી પડે છે. તેના દિલ પર દુઃખના દ્રશ્ય અલ્લાહ તઆલા જે રહીમ અને કરીમ છે જોઈ શકતો નથી.

તેટલા જ માટે અલ્લાહ તઆલાએ પોતાના ખુશહાલ બંદાઓ પર વાજિબ કર્યું છે કે જ્યાં સુધી તેઓ મારા ફકીર બંદાઓના આંસુઓ ન લુંછે, તેમજ શરીર ન ઢાંકે, તેમનો ચુલો ન સળગાવે, તેમના નાના બાળકો હસતા જઈ ઈદ ન મનાવે ત્યાં સુધી તમે પોતે પણ ખુશીના સાથે ઈદ ન મનાવો.

આપસની આજ હમદર્દીના નાનામાં નાના અને જરૂરી ભાગને સદકએ ફિત્ર કહેવામાં આવે છે. સદકએ ફિત્ર મુસલમાનોની આપસની

હમદર્દીનો તે નાનામાં નાનો ભાગ છે જો તેને પણ ન અદા કરે તો અલ્લાહ તઆલાનો ગુસ્સો તે માલદાર પર ઉતરે છે. તેમની કમાણીઓની બરકતો ખતમ થઈ જાય છે, અલ્લાહ તઆલા તેમને એવા ભેરવી દે છે કે સદકએ ફિત્રના પૈસા કે અનાજ કરતા ઘણો મોટો ભાગ તેમના માલમાંથી બરબાદ થઈ જાય છે. (રમઝાન કયા હૈ ? પાના ૧૭૫)

આંખો સે મેં ને ભર લીયા સબ દિલમેં આરેફી,

સાકી કી ચશ્મે મસ્તમેં જીતના ખુમાર થા.

## માહે મુબારક ઈતિહાસના પાને

(૧) કુઆને કરીમનું નાઝિલ થવું : ૧૭ રમઝાન હિજરત પૂર્વ તેરમાં વર્ષે કુઆને કરીમ નાઝિલ થવા લાગ્યું. પ્રથમ આયત ઈકરા હતી, ઈસવી સન ૬૧૦માં.

(૨) હઝરત ખદીજા (રદિ.)નો ઈસ્લામ સ્વીકાર : રમઝાન માસમાં જ હઝરત ખદીજા (રદિ.)એ ઈસ્લામ સ્વીકાર્યો! તેઓ ઈસ્લામ સ્વીકારનારાઓમાં પ્રથમ હતા.

(૩) હઝરત ખદિજા (રદિ.)ની વફાત : સન નબવી ૧૦માં ૧૦ રમઝાનના તેમની વફાત થઈ.

(૪) સરિય્યહ હઝરત હમઝહ : રમઝાનમાં હઝરત હમઝહ (રદિ.)ને ૩૦ સવારોના એક કાફલા સાથે કુરૈશના એક કાફલાના મુકાબલા માટે મોકલવામાં આવ્યા.

(૪) રમઝાનમાંજ સદકએ ફિત્ર વાજિબ થયો.

(૫) ઈદની નમાઝનું મશરૂઅ થવું : સન હિજરી ત્રણ રમઝાનમાં ઈદની નમાઝ મશરૂઅ થઈ.

(૬) પ્રથમ જિહાદનો હુકમ : રમઝાન સન હિજરી ૨માં પ્રથમ જિહાદનો હુકમ આપવામાં આવ્યો.

(૭) બદ્રની લડાઈ : ૧૭ રમઝાન સન હિજરી બે જુમ્આના દિવસે બદ્રનું ઐતિહાસિક યુદ્ધ થયું.

(૮) સરિય્યહ ઝૈદ ઈબ્ને હારિસહ : સન હિજરી ૬ રમઝાનમાં હઝરત ઝૈદ ઈબ્ને હારિસહ (રદિ.)ને બની ફુઝારાના તરફ લશ્કર લઈને મોકલવામાં આવ્યા.

(૯) ફતહે મક્કા : ૧૦ રમઝાને સન હિજરી ૮માં મક્કા શરીફ ફતહ થયું, આ સમયે મોટા મોટા મુશ્રિકોએ અને લોકોએ સમુહમાં આવી ઈસ્લામનો સ્વીકાર કર્યો.

(૧૦) હઝરત ફાતિમહ (રદિ.)ની વફાત : રમઝાનમાં સન હિજરી ૧૧માં થઈ. આ સમયે તેમની ઉમર ૨૯ વર્ષની હતી.

(૧૧) હઝરત અલી (રદિ.)ની શહાદત : ૧૭ રમઝાન સન હિજરી ૪૦ ફજરની નમાઝના સમયે અબ્દુર્રહમાન ઈબ્ને મુલજિમ નામના ખારિજીએ હઝરત અલી (રદિ.) પર હુમલો કર્યો અને તેમને શહીદ કર્યા. તે સમયે હઝરત અલી (રદિ.)ની ઉમર ૫૮ વર્ષની હતી, અને ચાર વર્ષ નવ મહીના છ દિવસ ખિલાફત કરી.

(૧૨) સકીફ કબીલાના વફદનો ઈસ્લામ સ્વીકાર : રમઝાન સન હિજરી નવમાં સકીફના એક વફદે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સેવામાં હાજર થઈ ઈસ્લામનો સ્વીકાર કર્યો.

(૧૩) હઝરત રૂકૈયા (રદિ.)ની વફાત : ૧૯ રમઝાનના રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની બેટી હઝરત રૂકૈયા (રદિ.)ની વફાત થઈ—સન હિજરી ૨માં.

(૧૪) હઝરત હસન (રદિ.)નો જન્મ રમઝાનમાં થયો.

(૧૫) હઝરત અબ્દુલ્લાહ બિન હારિસ (રદિ.)ની વફાત : સન હિજરી ૨ રમઝાનમાં થઈ. તેઓ બદ્રની લડાઈમાં ઘાયલ થયા હતા.

(૧૬) હઝરત આઈશા (રદિ.)ની વફાત : ૧૫ રમઝાન સન હિજરી ૫૮માં થઈ.

(૧૭) હઝરત અબ્બાસ (રદિ.)ની વફાત ૧૧ રમઝાનના અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની વફાત રમઝાન મહીનાના ૧૨મા રોઝે થઈ.

(૧૮) ઈબ્ને માજહના લેખકની વફાત : ૨૨ રમઝાન સન હિજરી ૨૭૩માં થઈ, તેમના ૩૦૦થી વધારે ઉસ્તાદો હતા. ૩૧ વર્ષ સુધી ઈલ્મ હાસિલ કર્યો. ઈબ્ને માજહ જેવી હદીસની અજોડ કિતાબ લખી જેમાં ૪૩૪૧ હદીસો છે, અને કોઈપણ હદીસ ડબલ વખત નથી. ૧૫૦૦ બાબ (પ્રકરણો) આ કિતાબના છે. ૬૪ વર્ષની ઉમર થઈ હતી.

(૧૯) સય્યિદહ નફીસહ (રહ.)ની વફાત : રમઝાનમાં સન હિજરી ૨૦૮માં મિસ્રમાં થઈ. તેણી પોતાના શૌહર ઈસ્હાક બિન જઅફર સાથે મદીનહ મુનવ્વરહથી મિસર ચાલ્યા ગયા હતા.

(૨૦) સાહિબે કાનૂનની વફાત : ૫૩ વર્ષની વયે જુમ્અહના દિવસે રમઝાનમાં સન હિજરી ૪૨૮માં થઈ.

(૨૧) બિલાતુશ્શુહદાનો બનાવ : સન હિજરી ૧૧૪ રમઝાનમાં બન્યો. ઈસવી સન હિજરી ૭૩૨ ઓકટોબરમાં, આ લડાઈ મુસલમાનો અને ફ્રેંચ લોકો વચ્ચે થઈ, જેમાં ઘણાં મુસલમાનો શહીદ થયા. આ લડાઈ ફ્રાંસમાં તુર અથવા બવાતીયહથી ઓળખાય છે. આ લડાઈમાં મુસલમાનોના કમાન્ડર હઝરત અબ્દુર્રહમાન ગાફિકી હતા. આ લડાઈમાં મુસલમાનોનું મોટું નુકસાન થયું, અને આ યુરોપ પર વિજય મેળવવાની અને ત્યાં ઈસ્લામ પહોંચાડવા માટેની અંતિમ લડાઈ હતી.

(૨૨) મુકદ્દમહ જઝરિય્યહના લેખકનો જન્મ : ૨૫ રમઝાન સન હિજરી ૭૫૧માં દમિશ્કમાં શનીવારના રાત્રે તરાવીહ પછી થયો.

(૨૩) જલાલૈનના લેખકની વફાત : ૧૫ રમઝાન શનીવારના સવારના સમયે સન હિજરી ૮૬૪માં થઈ.

(૨૪) મિશ્કાત શરીફના લેખકની વફાત : માહે રમઝાન સન હિજરી ૭૩૭માં થઈ.

(૨૫) ઐને જાલુતની લડાઈ : રમઝાન સન હિજરી ૬૫૮, ઈસવી સન ૬–૯–૧૨૬૦માં થઈ, જેમાં માલિક મુઝફ્ફર કુત્ઝની કિયાદતમાં મુસલમાનોએ તાતાર પર વિજય મેળવ્યો.

(૨૬) સાહિબે મુસાયરહની વફાત : ૭ રમઝાન જુમ્આના દિવસે

સન હિજરી ૮૬૧માં થઈ.

(૨૭) મુકદ્દમહ ઈબ્ને ખલ્લદૂનના લેખકની વફાત : ૭૪ વર્ષની વયે ૨૬ રમઝાન સન હિજરી ૮૦૮, ૧૬ માર્ચ ૧૪૦૬ ઈસવી સનમાં થઈ.

(૨૮) ચીગમીનીની શરહના લેખકની વફાત : ૩ રમઝાન સન હિજરી ૮૯૯માં થઈ.

(૨૯) રશીદિય્યહના લેખકની વફાત : ૯ રમઝાન જુમ્આના દિવસે સન હિજરી ૧૦૮૩ ફજરની નમાઝની તકબીરે તહરીમા કહેતા વફાત થઈ.

(૩૦) મુફીદુત્તાલિબીનના લેખકની વફાત : સન હિજરી ૧૩૧૨, ઈસવી સન ૧૮૯૫માં રમઝાનના મહીનામાં થઈ.

(૩૧) નૂરુલ ઈઝાહના લેખકની વફાત : ૧૧ રમઝાન સન હિજરી ૧૦૬૯ જુમ્આના દિવસે અસર બાદ ૭૫ વર્ષની ઉમરે વફાત થઈ.

(૩૨) મૌલાના ગુલામ મુહંમદ નૂરગત સાહબની વફાત : ૨૧ રમઝાનમાં થઈ. સોમવારનો દિવસ હતો, મગરિબ બાદ દફન થયા.

(૩૩) બોમ્બેનો બૉબકાંડ : ૧૭ રમઝાન સન હિજરી ૧૪૧૩માં મુંબઈમાં બૉબ ધડાકા થયા, જેમાં ૪૦૦ માણસોનું મૃત્યુ થયું, ત્યાર બાદ શંકાના આધારે હજારો મુસલમાનોને ટાડાના કાળા કાયદાનો આસરો લઈ જેલ ભેગા કરવામાં આવ્યા, જેમાંથી ઘણાં આજ સુધી જેલમાં સડી રહ્યા છે.

